The Department of Public Instruction, Bombay.

# THE LIFE OF COLUMBUS.



**Translated into Gujarati from Robertson's History of America, Book II.**

BY

PRÁNLÁL MATHURÁDÁS

AND

ÁNANDRÁO CHÁPÁJI.

EIGHTH EDITION.—6,000 COPIES.





Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1885.



*Price Five Annas.*

૨૪૫૭

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# કોલમ્બસનો વૃત્તાંત.

રાબર્ટસનકૃત અમેરિકાના ઈતિહાસના બીજા પ્રકરણનું ભાષાંતર,

## પ્રાણલાલ મથુરાદાસ

તથા

## આનંદરાવ ચાંપાજી.

એઓએ ગુજરાતીમાં કર્યું.

આઠમી આવૃત્તિ.—૬,૦૦૦ પ્રત.



મુંબઈ;
ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

સન ૧૮૮૫.



કીમત પાંચ આના.

# કોલમ્બસનો વૃત્તાંત.

## જન્મ તથા કેળવણી.

પોર્તુગીઝલોકોએ જે શોધ કીધા તેની કીર્તિથી મોહ પામી ને કેટલાક પરદેશી તેમની ચાકરીમાં રહ્યા, તેમાં ક્રિસ્તફર કોલન અથવા કોલમ્બસ એ નામે પુરૂષ જેનવાના પ્રજાસત્તાક રાજ્ય નો રહેવાશી પણ રહ્યો. તેની જન્મભૂમિ તથા તેનો જન્મકાળ એ ખચિત માલૂમ નથી; પરંતુ તેનું કુળ ઊંચું હતું, પણ ઘણાંક સંકટને લીધે ગરીબ થઈ ગયું હતું. તેના વડીલો વહાણમાં ચાકરી કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા; અને તે ધંધામાં વિશેષે કરીને યોગ્યતા આણનાર એવા જે ગુણ તથા બુદ્ધિ, તે ઓનાં ચિન્હ કોલમ્બસમાં નાનપણથીજ દીસવા લાગ્યાં. તેનાં માબાપે તેને જે કેળવણી આપી તે ઉપરથી ભાસેછે કે પોતાના પુત્રના મનનું બાળપણમાંથી એ ધંધા તરફનું જે વલણ તેને અટકાવ ન કરતાં ઊલટાં તેને પુષ્ટિ અને ઉત્તેજન આપ્યાં. તે કાળમાં લાટિન વિના બીજી ભાષામાં શાસ્ત્ર શીખવતા ન હતા, માટે તે બોલીમાં કાંઈક જ્ઞાન થયા પછી તેણે ભૂમિતિ, ભૂસ્રષ્ટિ-વિદ્યા, જોતિષ્શાસ્ત્ર, અને ચિત્રવિદ્યા, એઓમાં શિક્ષા લીધી. જે શાસ્ત્રઉપર પોતાની ઘણી પ્રીતિ એવું જે નૌકાશાસ્ત્ર તેની સાથે આ ઉપર લખેલી વિદ્યાઓનો સંબંધ છે માટે તેણે તેઓનું અધ્યયન એટલા મોટા શ્રમથી તથા ભાવથી કીધું કે તેમાં તે જલદીથી પ્રવીણ થયો. એટલી વિદ્યા સંપાદન કીધા પછી જે સમુદ્રે કરીને તે એટલા

ઇ૦ સ૦ ૧૪૬૧.

મોટી કીર્તિને પામ્યો, તે સમુદ્ર ઉપર કોલમ્બસે ચૌદ વર્ષની ઉમરમાં જઈને પોતાના વર્ત્તનક્રમનો પ્રારંભ કીધો. ભૂમધ્ય સમુદ્રનાં જે બંદરોમાં તેના દેશી જેનોઈઝ લોકો વારે ઘડીએ આવજા કરતા હતા, ત્યાં એણે પ્રથમ સફરો કીધી.

તેના ચપળ મનને આ સફરો ટૂંકી પડી માટે તેણે ઉત્તર તરફના સમુદ્રોમાં એક પર્યટન કીધું, અને ઐસલાન્દનો કિનારો જ્યાં ઇંગ્લિશ અને બીજા લોકોએ મત્સ્ય પકડવાને જવા માંડયું હતું ત્યાં કોલમ્બસ ગયો. એ સમયે સર્વ દિશાએ વહાણ ચલાવવામાં લોકોને હિમ્મત આવી હતી, માટે એ ટાપુ જેને પ્રાચીન લોકો થુલીસ કરીને કહેતા હતા તે મુકીને ધ્રુવવૃત્તના કેટલાક અંશ સૂધી તે આગળ ચાલ્યો. એ સફરથી તેની જિજ્ઞાસા પૂર્ણ થઈ, અને વહાણ સંબંધી કામમાં તેને જ્ઞાન ઘણું થયું; પરંતુ દ્રવ્યની કાંઈ વિશેષ પ્રાપ્તિ થઈ નહિ. ત્યારપછી પોતાના નામનો અને પોતાના કુટુંબ માંહેલો એક પુરૂષ જે પ્રખ્યાત નાખુદા હતો તેની ચાકરીમાં એ રહ્યો. એ નાખુદાએ પોતાની સત્તા નીચે અને પોતાના ખર્ચેથી થોડાંક વહાણો માંડેલાં હતાં, અને એણે વિનીશિઅન તથા મુસલમાન લોકો વ્યાપારમાં એના દેશના પ્રતિસ્પર્દ્ધી હતા, તેમની સાથે કોઈ કોઈ વખત સમુદ્રમાં લડાઈ કરીને દ્રવ્ય અને કીર્તિ મેળવ્યાં હતાં. કોલમ્બસ તેની ચાકરીમાં કેટલાંક વર્ષસુધી રહ્યો, અને પોતાને વહાણના કામમાં ઘણો અનુભવ થયો હતો તેથી, તથા પોતે બહાદુરી દેખાડી તેથી, ત્યાં એણે સારી આબરૂ મેળવી. વિનીશિઅન લોકોનાં કેટલાંક વહાણો નેધર્લાન્દસમાંથી ભારે કીમતદાર માલ ભરીને આવતાં હતાં તેઓની, અને કોલન અથવા કોલમ્બસના શેઠનાં વહાણોની વચ્ચે પોર્તુગાલના કિનારા આગળ એક મોટી લડાઈ થઈ; એ સમયે જે વહાણ

ઈ૦ સ૦ ૧૪૬૭.

ઉપર કોલમ્બસની નીમ્નણુક થઈ હતી-તે, તથા શત્રુના જે વહા-ણની સાથે તેનું વહાણ ભરવેલું હતું તે, બન્ને સળગી ઊઠ્યાં. એવા મોટા સંકટના વખતમાં એની ધીરજ તથા સમયસૂચકતા ગઈ નહિ. તેણે સમુદ્રમાં તુરત ભુસ્કો માર્યો, અને એક તરતું હલેસું પકડી લઈને તેના આશ્રયથી, અને તરવામાં પો-તાની ચપળતાથી, કિનારો છ મૈલ કરતાં વધારે દૂર હતો, તોપણ ત્યાં પોતે આવી પહોંચ્યો, અને જે પ્રાણીને આગળ મોટાં મોટાં પરાક્રમ કરવાસારૂ ઈશ્વરે નિર્માણ કીધું હતું તેનું એ રીતે સંરક્ષણ થયું.

એ પુરૂષમાં પ્રવાસ કરવાની શક્તિ પાછી આવતાંજ તે લિસ્બોન શહેરમાં ગયો. ત્યાં તેના ઘણાક દેશી લોક આવી રહ્યા હતા, તેઓ એની યોગ્યતા તથા બુદ્ધિ જોઈને ઘણા પ્રસન્ન થયા અને તેમણે એને ઘણી વિનંતિ કરીને કહ્યું કે તમે આંહિં રહો, અને આ રાજ્યમાં નૌકાશાસ્ત્ર વિષે તમારી કુશળતા તથા મા-હિતગારીથી તમે નામાંકિત થયા વિના રહેશો નહિ. જે સાહ-સિક પુરૂષોને નવા દેશો જોવાની અને પોતાની કીર્ત્તિ વધારવા-ની ઈચ્છા હતી, તેમને તે સમયમાં પોર્તુગીઝ લોકોની ચાકરીમાં રહેવાનું ઘણું મન થતું હતું. કોલમ્બસે પોતાના મિત્રોની આ સલાહ ખુશીથી લક્ષ દઈને સાંભળી, અને તે દેશની એક કુળ-વાન બાઈડી સાથે મહોબત કરીને લગ્ન કીધા પછી પોતે લિસ્બો-ન શહેરમાં વસ્યો. એ સંબંધ થયાથી એનું મન સમુદ્રભ્રમણ કરવા ઉપરથી ઊઠી ન જતાં તે કામની વિદ્યામાં વધારે જ્ઞાન મેળવવાની એને સંધિ મળી, અને વળી એ વિષે જ્ઞાનની વૃદ્ધિ કરવાને એ પુરૂષમાં નવી ઈચ્છા ઉત્પન્ન થઈ. તે દેશના હેન્રિ નામે રાજાએ પોતાની પ્રથમની સફરોમાં કોલમ્બસના સસરા બાર્થોલોમેયો પાલેસ્ત્રોને નાખુદાનો અધિકાર આપ્યો હતો.

એ નાખુદાએ ઉપર કહેલા રાજાના આશ્રયથી પોર્તો સાન્તો અને મડેરા એ ટાપુઓનો શોધ કરીને તેઓને વસાવ્યા. એ માહિતગાર વહાણ ચલાવનારના પર્યટનવિવરણ અને નકશા કોલમ્બસના હાથમાં આવ્યાથી પોર્તુગીઝ લોકો જે માર્ગે શોધ કરતા હતા તે માર્ગ, તથા જે વાતોથી તે લોકોને તેમના યત્નમાં આધાર મળતો હતો અને હિમ્મત આવતી હતી તે સર્વ તેના જાણ્યામાં આવ્યાં. એ ચોપડીઓનું તથા નકશાનું અવલોકન કર્યાથી તેનું મનોરંજન તથા તેના મનની મૂળ ઇચ્છાને ઉત્તેજન થયું, અને જ્યારે તે નકશાનું અવલોકન કરતો, તથા પાલેસ્ત્રલોના જોવામાં જે નવા દેશો આવ્યા હતા તેઓનું વર્ણન વાંચતો, ત્યારે તે દેશો જોવાને તેના મનમાં અતિશય આતુરતા ઉત્પન્ન થતી. તે પૂર્ણ કરવા માટે તેણે મડેરા ટાપુમાં સફર કીધી, અને તે. કાનેરી અને આઝોરેસ એ સર્વ ટાપુઓ, તથા ગિનીનાં સંસ્થાનો અને આફ્રિકા ખંડમાં પોર્તુગીઝ લોકોએ બીજાં જે સ્થળોનો શોધ કીધો હતો તે સઘળાંઓની સાથે એણે કેટલાંક વર્ષ સૂધી વ્યાપાર જારી રાખ્યો.

તે કાળમાં જે દેશોની સાથે જળમાર્ગે વ્યવહાર ચાલતો હતો તેમાંના ઘણાખરા દેશોમાં ઘણીએક સફરો થયાના સબબથી કોલમ્બસને જે માહિતગારી થઇ તેથી એ પુરૂષ એ સમયે આખા યૂરોપ ખંડમાં એક મોટો કુશળ નાવિક કહેવાયો; પણ એ સ્તુતિથી સંતોષ ન પામીને લોભને લીધે બીજું કાંઈ વધારે મેળવવાની તેને ઇચ્છા થઈ. પોર્તુગાલ દેશના નાવિકો સમુદ્રક્રમણમાં પોતાનો મનસુબો પાર પાડતા તે જોઇને સર્વ લોકોમાં જિજ્ઞાસા અને ઈર્ષા ઉત્પન્ન થયાં, તેણે કરીને પોર્તુગીઝ લોકો પોતાંના કામમાં શા ઉપરથી ફતેહ પામ્યા તે વાતનો, તથા ઉપર કહેલા શોધ કરતાં આગળ વધારે મોટાં કાર્ય સિદ્ધ થવાની

આશા જે કારણ ઉપરથી થાય તેનો, તપાસ કરવાના ઉદ્યોગમાં સર્વ વિદ્વાન પુરૂષો લાગ્યા. કોલમ્બસ અસલથીજ શોધક તથા મોટો વિચારવંત હતો, અને એવા વિચાર ઉપર તેનું મન લાગેલું હતું, તેણે કરીને પોર્તુગીઝ લોકોએ શા આધાર ઉપર નવાં દેશોના શોધ વિષેની યોજના કીધી, અને શી રીતે તેમનો મનોરથ પૂર્ણ થયો એ વાતો તેના મનમાં એટલી ઘોળાયાં કરતી હતી કે તે લોકોની રીત ઉપર સુધારો કરવાનો, તથા જે દેશોનો શોધ કરવામાં પોર્તુગીઝ લોકોની મહેનત વ્યર્થ ગઈ હતી તે કામ પાર પાડવાનો વિચાર તેને હળવે હળવે આવવા લાગ્યો.

હિંદુસ્તાનમાં જળમાર્ગે જવાય એવો રસ્તો શોધી કાઢવામાં તે કાળના સર્વ લોકોનું મન લાગેલું હતું. જે દિવસથી પોર્તુગીઝ લોકોએ કેપ ડેવેડની પ્રદક્ષિણા કીધી તે દિવસથી તે લોકો ઉપર કહેલા વિચારેથી વહાણો ચલાવતા હતા, અને આ માર્ગના શોધની આગળ આફ્રિકાખંડ માંહેલા શોધ તેમને તુચ્છ દીસવા લાગ્યા. હિંદુસ્તાનની જમીન રસાળ અને ત્યાં દ્રવ્ય ઘણું, એ વાતની ખબર ઘણાક કાળ થયાં સર્વ લોકોને હતી. આખા યૂરોપ ખંડમાં આ દેશના મસાલાનો તથા બીજી મૂલ્યવાન વસ્તુઓનો ખપ ઘણો પડતો હતો, અને હિંદુસ્તાનનો સર્વ વ્યાપાર વિનીશિયન લોકોના હાથમાં રહ્યાંથી તેઓ ઘણા દ્રવ્યવાન થયા, તે જોઈને સર્વ લોકોનાં મનમાં મત્સર ઉત્પન્ન થયો. હિંદુસ્તાન આદિ લઈને પૂર્વના અપેક્ષ્ય દેશોમાં જવા માટે નવો માર્ગ શોધી કાઢવાને પોર્તુગીઝ લોકો ઘણા આતુર હતા ખરા, પણ તેઓ પોતાનાં વહાણોને કેપ આવ્ ગુડ હોપ સૂધી દક્ષિણ દિશાએ હંકારીને ત્યાંથી પૂર્વ દિશાએ તેઓને તે દેશોનો શોધ કરવામાટે વાળતા હતા. એ માર્ગ તે સમયે માલૂમ ન હતો, અને એટલો તો દૂરનો હતો કે તે જો જાણ્યામાં આવ્યો

હોત, તોપણ યૂરોપથી હિંદુસ્તાનમાં જવું એ કામ તે સમયમાં મોટું કઠણ અને અનિશ્ચિત પરિણામનું ભાસત; શામાટે જે તે સમયે કેપ નોનથી તે માત્ર વિષુવવૃત્તસુધી જવાને પચાસ કરતાં વધારે વર્ષ લાગતાં હતાં. ત્યારે આ રેખાથી હિંદુસ્તાન જવાની જે અધિક લાંબી સફર, તે પૂરી કરવાને અલબતે વિશેષ વર્ષ લાગ્યા વિના રહેત નહિ. પોર્તુગીઝ લોકો જે માર્ગે હિંદુસ્તાન પહોચવાને યત્ન કરતા હતા તે માર્ગ ઘણો લાંબો તથા દહેશત ભરેલો હતો, અને વળી તે માર્ગથી ત્યાં પહોચાશે કે નહિ એનો પણ કાંઈ નિશ્ચય નહતો; એ વાતો કોલમ્બસના મનમાં ઘોળાયાં કરી, અને આથી ટૂંકો તથા પાંશરો રસ્તો જડશે કે નહિ, એ વિચાર અંતે તેના મનમાં ઉત્પન્ન થયો. એ પુરૂષની નૌકાશાસ્ત્રમાં તથા વહાણો હંકારવામાં કુશળતાએ કરીને જે જે નવી કલ્પનાઓ તેને ઉત્પન્ન થઈઓ તેવિષે પોતાના મનમાં ઘણી વારસુધી, સારીપેઠે વિચાર કર્યા પછી, અને પ્રાચીન લોકોના ગ્રંથોમાં જે સૂચનાઓ તથા કલ્પનાઓ લખેલી હતી તેમને અર્વાચીન નાવિકોના અનુભવમાં જે કાંઈ આવ્યું તેની સાથે મેળવી જોયા પછી, અંતે તેનો નિશ્ચય થયો કે આટ્લાન્ટિક મહાસાગરમાં ઠેઠ પશ્ચિમ દિશાએ હંકારવાથી નવા દેશોનો શોધ લાગ્યાવિના રહેશે નહિ, અને તે ઘણું કરીને ભરતખંડ માંહેલા દેશો હશે.

જુદે જુદે ઠેકાણેથી તેને મૂળતત્વો તથા પ્રમાણો મળ્યાં હતાં તેણે કરીને જે મત નવું તથા વિલક્ષણ અને દેખાવામાં અસંભાવ્ય હતું, તે મત સ્વીકારવાનું તેની નજરમાં આવ્યું. પૃથ્વીની આકૃતિ ગોળ છે, એ વાત તે સમયમાં માલૂમ હતી, અને તેના મહત્વવિષે ઘણું કરીને કાંઈક ખરો નિશ્ચય થયો હતો. યૂરોપ, એશિઆ, અને આફ્રિકા એ ખંડોમાંહેલા જે દેશો તે સમયે

માલૂમ હતા, તે સર્વ આખી પૃથ્વીનો માત્ર એક નાનો ભાગ છે એવું આ ઉપરથી સાફ માલૂમ પડયું. પૃથ્વીના જે મોટા ભાગનો અદ્યાપિ શોધ લાગ્યો નહતો, તે ભાગમાં નિરૂપયોગી સમુદ્રને બદલે મનુષ્યને રહેવા લાયક પ્રદેશ હશે, એવી કલ્પના, જગત્નો કરનાર જે પરમેશ્વર, તેની ચતુરાઇ અને ઉદારપણા વિષે મનુષ્યોનું જ્ઞાન તેને અનુસરતી હતી. પૂર્વમહાદ્વીપમાં જેટલી જમીન છે તેટલીજ જમીન પશ્ચિમ મહાદ્વીપમાં હશે, એ વાત સંભાવ્ય દીસવા લાગી. પૃથ્વીની આકૃતિ અને મહત્વ ઉપરથી બીજો મહાદ્વીપ છે, એ વિષે જે અનુમાન થયું હતું, તેને અર્વાચીન નાવિકોની સૂચનાથી અને તેમની કલ્પનાથી ઘણી પુષ્ટિ મળી. તે સમયે લોકો પશ્ચિમમાં જયાંસૂધી વહાણો હંકારતા હતા તેની પેલીતરફ એક પોર્તુગીઝ નાવિક વહાણને હંકારી લઇ ગયો, અને કોઈ મનુષ્યે કોરેલો લાકડાનો કડકો તરતો જતો હતો તે તેણે ઊંચકી લીધો; તે કડકો પશ્ચિમના પવનના જોરથી તણાઇને તેની તરફ આવ્યો, માટે તેણે એવું અનુમાન કીધું કે આ કડકો તે દિશા માંહેલા વગર જાણેલા દેશોમાંથી આવ્યો હશે. મડેરા બેટની પશ્ચિમ દિશાએ કોલમ્બસના સાળાને પણ એજ પ્રમાણે પશ્ચિમના પવનથી તણાઇ આવતો એવોજ એક લાકડાનો કડકો મળ્યો હતો, અને હિંદુસ્તાનમાં ઘણીજ મોટી નેતરોની ઉત્પત્તિવિષે ટોલેમિએ લખેલું હતું તેવી નેતરો પણ તેણે તરતી જતી દીઠી હતી. પશ્ચિમના પવનવડે મૂળમાંથી ઉખડી ગયેલાં ઝાડો તણાઇને આઝોરેસના કિનારા ઉપર ઘણીક વાર આવતાં હતાં, અને વળી એક વખતે બે માણસોનાં મુડદાં તે કિનારા ઉપર તણાઇને આવ્યાં હતાં; તેમના ચહેરા યૂરોપ અથવા આફ્રિકા ખંડના લોકોથી કેવળ જુદા તથા અજબ તરેહના હતા.

મનુષ્યોના જોવામાં જે કાંઇ આવ્યું હતું તે તથા સિદ્ધાંતો એ સર્વ સાબિતીઓથી કોલમ્બસને એવી આશા થઇ કે પશ્ચિમ સમુદ્રમાં નવા દેશોનો શોધ લાગશે, અને વળી બીજાં કારણો ઉપરથી તેની નજરમાં એવું આવ્યું કે એ નવા દેશોનો હિંદુસ્તાન સાથે સંબંધ હશે. યૂરોપના પ્રાચીન લોકો હિંદુસ્તાનમાં ગંગા નદીના કિનારાથી આગળ કદી ગયા ન હતા, તોપણ કેટલાક ગ્રીક ગ્રંથકારોએ બેધડકથી તે નદીની પેલી તરફના દેશોનું વર્ણન કીધું હતું. જે કાંઇ દૂર તથા અજાણ્યું હોય, તેવિષે મરજીમાં આવે તેટલી અતિશયોક્તિ કરવાનો મનુષ્યમાત્રનો સ્વભાવજ છે, માટે તે પ્રાચીન લોકોએ હિંદુસ્તાન માંહેલા દેશો ઘણાજ વિસ્તીર્ણ છે એવું લખ્યું હતું. ક્તાશિઆસે એવું કહ્યું કે હિંદુસ્તાનનો વિસ્તાર બાકીના સર્વ એશિઆ ખંડ જેટલો છે. પૃથ્વીના જે ભાગમાં મનુષ્યોની વસ્તી છે તેના એક તૃતીયાંશ જેટલું હિંદુસ્તાન મોટું છે, એ વાત સ્થાપવાને ઓનિસીક્રિતસ તકરાર ચલાવતો હતો, અને આ ઉપર કહેલું મત પ્લિની નામે તત્વવેત્તાએ સ્વીકારયું હતું. નિઆર્ખસે એવું લખેલું હતું કે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સૂધી સીધી લીટીમાં મુસાફરી કરવાને ચાર મહિના લાગશે. માર્કો પોલો પૂર્વમાં બીજા યૂરોપી લોકોના કરતાં ઘણોજ આગળ ગયો હતો, અને પ્રાચીન લોકોની ઉપર કહેલી અતિશયોક્તિની વાતોને પણ કબૂલ રાખતો, એવું તેના લખ્યા ઉપરથી માલૂમ પડેછે. કાથે, સિપાંગો અને બીજા કેટલાક દેશો જેઓનાં નામ યૂરોપ ખંડમાં માલૂમ ન હતાં તેઓનું તેણે અલંકારયુક્ત વર્ણન કીધું હતું, તે ઉપરથી એવું દીસવા લાગ્યું કે હિંદુસ્તાન અતિ વિસ્તીર્ણ દેશ હશે. પૂર્વના દેશોવિષેની આ હકીકત કેવળ ખરી ન હતી, તોપણ તે સમયમાં એવી ઠીકઠાક બિના યૂરોપી લોકોની પાસે ન

હતી. આ બિના ઉપરથી કોલંબસે બરોબર અનુમાન કીધું કે, હિંદુસ્તાન ખંડ જેટલો પૂર્વ તરફ વધારે અંતરે હોય તેટલોજ આફ્રિકા ખંડની પશ્ચિમ તરફ જે બેટોનો શોધ નવો લાગ્યો હતો તેઓની પાસે પૃથ્વીનો આકાર ગોળ છે તે સબબથી, તે ખંડ હોવો જોઈએ, તથા આ બેટોથી હિંદુસ્તાન ઘણું દૂર નહિ હશે; અને પશ્ચિમ તરફ સીધી લીટીમાં હંકારવાથી પૂર્વના દૂર દેશોમાં જવાનો સર્વથી પાંશરો અને ટૂંકો રસ્તો મળશે એવી તેણે દલીલો કાઢી. પૂર્વ મહાદ્વીપની પશ્ચિમ તરફના દેશો હિંદુસ્તાનની પાસે છે એવો જે ઉપર લખેલો વિચાર તેને પ્રાચીન મહા પંડિતોના લખવાં ઉપરથી પુષ્ટિ મળી, અને એવા પુરુષોની સમ્મતિ વિના હરેક મતને તે સમયમાં લોકો ખુશીથી સ્વીકારતા ન હતા આરિસ્તોતેલના વિચારમાં એવું હતું કે જિબ્રાલ્ટરની સામુદ્રધુની જેને પ્રાચીન લોકો હર્ક્યુલીઝના સ્તંભ કહીને કહેતા હતા, ત્યાંથી હિંદુસ્તાન ઘણું દૂર નહિ હશે, અને એઓની વચ્ચે જળમાર્ગે વ્યવહાર ચાલતો હશે. પણ સેનિકા તો સ્પષ્ટ લખેછે કે પીઠના પવનથી થોડાક દિવસમાં સ્પેનથી હિંદુસ્તાન પહોંચી શકાય પ્રખ્યાત આટ્લાન્તિક ટાપુ જેનું પ્લાટોએ વર્ણન કરયું છે તે વિષે સેનિકા લખેછે કે તે સ્પેનથી ઘણો દૂર નથી. તે ટાપુ પૃથ્વી ઉપર ખરેખરો દેશ છે અને તેની પેલી તરફ એક અજાણ્યો ખંડ છે, એવું ઘણાક લોકો માનતા હતા. ખરા વિદ્વાન પુરુષો-નું લક્ષણ એવું છે કે તેમણે વિનય રાખવો અને પોતાનાં મત ઉપર કેવળ ભરૂસો રાખીને બેશી રહેવું નહિ. કોલંબસ ઉપરની પ્રતિનો માણસ હતો, તથા નવી યુક્તિઓ શોધી કાઢવામાં ઘણોજ આતુર હતો, માટે તે પુરુષ પોતાના મત ઉપર અથવા પ્રાચીન ગ્રંથકારોના આધાર ઉપર ભરૂસો રાખીને બેશી રહ્યો નહિ; પણ સદરહુ સર્વ બાબતોને પોતાના મનમાં તોળી જોયા

પછી, તે સમયના જે લોકો એના મતને પુષ્ટિ આપનારાં પ્રમાણોને સમજી શકે એવા હતા તે લોકોનું એણે અનુમત લીધું.

પશ્ચિમ તરફ હંકારવાથી નવા દેશોનો શોધ લાગશે એ વાત કોલમ્બસને ખરી ભાસતી હતી, તે તેણે ઈ૦ સ૦ ૧૪૭૪ ની સાલમાં પાઉલ નામે ફ્લોરેન્સ શહેરનો વૈદ્ય ભૂસૃષ્ટિવિદ્યામાં પ્રખ્યાત હતો તેને કહી. આ પુરુષની વિદ્યા ઉપરથી અને તેણે સાલસાઈથી જે જવાબ દીધો તે ઉપરથી એવું દીસેછે, કે કોલમ્બસના ભરૂસાને તે સારીપેઠે લાયક હતો. તેણે કોલમ્બસની યોજનાને ઘણી ખુશીથી પસંદ કીધી તથા કેટલીએક બનેલી વાતો જેથી તે યોજનાને પુષ્ટિ થાય તે કહી, અને એવાં જે સ્તુતિપાત્ર સાહસકર્મ પાર પડ્યાથી કોલમ્બસના દેશની કીર્તિ વધે અને યૂરોપ ખંડના લોકોને ફાયદો થાય તેમાં મહેનત કરવા સારૂ કોલમ્બસને આ વૈદ્યે ઉત્તેજન આપ્યું.

કોલમ્બસના કરતાં ઓછી બુદ્ધિના માણસને આ સર્વ પ્રમાણો, સૂચનાઓ તથા આધાર, એઓ ઉપરથી એક સત્યભાસાત્મક સિદ્ધાંત ઊભો કરવાનો પાયો અને ચતુરાઈ ભરેલું ભાષણ તથા કલ્પિત અનુમાન કરવાનું સાધન માત્ર મળત; પરંતુ તેથી કાંઈ લાભકારક પરિણામ થાત નહિ. આ પુરુષ ચપળ મનનો અને સાહસિક સ્વભાવનો હતો, માટે જે જે વિચાર તેના મનમાં આવતા તે ખરા છે કે નહિ, તેનો નિશ્ચય કરવા સારૂ તેઓને અજમાવી જોયા વિના તે રહેતો ન હતો. પોતાના વિચાર ખરા છે એવી તેની પક્કી ખાતરજમા થયા પછી તે વાત અજમાવી જોવાને તથા સમુદ્રમાર્ગે નવા દેશોનો શોધ કરવા સારૂ નીકળવાને તેના મનમાં મોટી ઉત્કંઠા ઉત્પન્ન થઈ. યૂરોપ ખંડના જે રાજાઓ એવું સાહસ કર્મ માથે લેવાને શક્તિવાન હતા તેમનો આશ્રય આ કામ સિદ્ધ કરવા માટે લેવો એ પ્રથમ આ-

વશ્યક હતું. તેણે ઘણાંક વર્ષો પરદેશમાં કાઢ્યાં, તોપણ પોતાના દેશ ઉપરથી તેની પ્રીતિ ગઈ ન હતી, માટે તેની મહેનતનું તથા શોધનું ફળ પોતાના દેશને મળે એવી તેને ઇચ્છા થઈ. આ હેતુથી તેણે જેનવા દેશના દરબારની હજૂરમાં પોતાની યોજના જાહેર કીધી, અને પ્રથમ હું મારા દેશની સેવા કરીશ એવું કહીને જેનવાના પ્રજાસત્તાક રાજ્યને નામે, જે નવા દેશોનો શોધ લાગવાની તેને આશા હતી તે ખોળી કાઢવા માટે વહાણ હંકારવાનું તેણે કબૂલ કર્યું. કોલમ્બસે ઘણાંક વર્ષ પરદેશમાં કાઢ્યાં હતાં માટે તે કેટલો હુશિઆર છે તથા તેના ગુણ કેવા છે એ વાતનું જ્ઞાન તેના સ્વદેશી લોકોને ન હતું, અને તેઓ સમુદ્ર કિનારાના રહેવાશી હતા, તોપણ દૂરની સફરો કરવાનો તેમને એટલો તો થોડો મહાવરો હતો, કે જે મૂળતત્વોના આધાર ઉપરથી કોલમ્બસને ભાસતું હતું કે મારૂં કામ પાર પડશે તેની તેઓને કાંઈ સમજણ પડી નહિ. કોલમ્બસની ઉપલી વાતને સ્વપ્નવત્ ગણીને અવિચારથી તેમણે નામંજૂર કીધી, માટે તેમના પ્રજાસત્તાક રાજ્યને અસલ પ્રમાણે ચઢતી દશા ઉપર લાવવાની આ સંધિ તેમણે જે ખોઈ તે ફરીથી તેમને કદી મળી નહિ.

પોતાના દેશને માટે જે કરવું યોગ્ય હતું તે તેણે કીધું, અને તેના સ્વદેશીઓએ તેની વાતની અવગણના કીધી તેથી નિરાશ થઈને પોતાનું સાહસ કર્મ છોડી ન દેતાં તેણે મોટી દૃઢતાથી તે કામમાં મહેનત લીધી. પોર્તુગાલ દેશમાં તે ઘણાંક વર્ષ સૂધી રહેલો હતો માટે તેણે વિચાર્યું કે મારા પોતીકા દેશ કરતાં ઊતરતો હક્ક મારી પાસે ચાકરી કરાવવાનો આ દેશનો છે. એવો મનમાં વિચાર કીધા પછી તેણે પોર્તુગાલ દેશના બાજા જાન રાજાને વિનતિ કરીને કહ્યું કે હું તમારી સેવા કરવા-

ને તત્પર છું. નીચે લખેલાં કેટલાંક કારણો ઉપરથી કોલમ્બસ-ને એવું ભાસ્યું કે મને અહિંયાં સારો આશ્રય મળશે. તેણે જે આ દેશના રાજાને અરજ કરી તે સાહસિક પુરૂષ હતા, અને વહાણના કામમાં તેને સારી સમજ હતી, તથા જે કોઈ નવા દેશો શોધી કાઢવાને પ્રયત્ન કરે તેને મદદ આપવામાં તે મોટાઈ માનતો હતો. તે રાજ્યના લોકો જેવા તે કાળમાં આખા યૂરોપ ખંડમાં બીજા કોઈ લોક માહિતગાર નાવિક ન હતા, અને હરેક કાંઈ નવી તથા ભારે સફર કરવામાં તેઓ કાંઈ ભય રાખતા નહોતા. કોલમ્બસની પોતાના ધંધામાં હુશિઆરી તથા તેની સારી ચાલચલણવિષે ત્યાંના લોકોને સારી પેઠે વાકિફ-ગારી હતી, અને વહાણના કામમાં તે કુશળ હતો માટે ત્યાંના લોકોને એમ લાગ્યું કે કોલમ્બસની યોજના કેવળ સ્વપ્નવત્ હશે નહિ. વળી આ વાતમાં કાંઈ કપટ છે એવો સંદેહ કોલ-મ્બસની સારી વર્ત્તણુકને લીધે ત્યાંના લોકોને આવ્યો નહિ. માટે ત્યાંના પાદશાહે તેની વાત સારી પેઠે લક્ષ દઈને સાંભળી, અને સ્યૂટાનો મુખ્ય પાદરી નામે ડિએગો ઓર્ટિઝ તથા બે યાહુદી હકીમો, જે ભૂસૃષ્ટિવિદ્યામાં પ્રવીણ હતા તેઓની એવાં કામોમાં પાદશાહ મસલત લેતો હતો, તેથી એ પુરુષોનેજ કો-લમ્બસની યોજનાનો વિચાર કરવાનું કામ સોંપ્યું. જે પ્રમાણે જેનવા શહેરમાં લોકોના અજ્ઞાનથી અટકાવ પડીને તેની આશા ભંગ થઈ હતી, તેજ પ્રમાણે લિસ્બોન શહેરમાં હઠરૂપી શત્રુથી તેને તેવોજ અટકાવ થયો. જે પુરુષોના ઠરાવ ઉપર કો-લમ્બસની યોજના મંજૂર અથવા નામંજૂર કરવાનું રાખ્યું હતું તે પોર્તુગીઝ લોકોના વહાણના કામમાં મુખ્ય અધિકારી હતા, અને કોલમ્બસના ધાર્યા પ્રમાણે હિંદુસ્તાન જવાનો સર્વથી ટૂંકો અને ખાતરજમાનો જે માર્ગ હતો તેથી કેવળ ઊલટે માર્ગે

હંકારીને હિંદુસ્તાનનો શોધ કરવાની તેઓએ સલાહ આપેલી હતી, માટે કોલમ્બસની યોજનાને તેઓ મંજૂર કરે તો બે વાતનું તેઓને દુઃખ ઉત્પન્ન થાયઃ—એક તો એ કે પોતાનું મત ખોટું કહેવું પડે; અને બીજું એ કે કોલમ્બસ પોતાના કરતાં વધારે બુદ્ધિવાન છે એવું માન્ય કરવું પડે. કોલમ્બસની પાસેથી તેની યોજના કપટથી સારી પેઠે સમજી લેવા માટે આડા અવળા પ્રશ્ન પૂછીને તેને કંટાળો આણ્યા પછી તથા ઘણીક હરકતો કાઢ્યા પછી છેલ્લે તે વિષે તેમણે પોતાનું અનુમત આપવામાં ઢીલ કીધી. કોલમ્બસની યોજના પાર પડવાથી તેને જે આબરૂ અને લાભ મળવાની આશા હતી તે ભંગ કરવા માટે તેમણે માંહોમાંહે મસલત કરીને રાજાને સલાહ આપી, કે મહારાજ, કોલમ્બસ જે રસ્તો બતાવેછે તેજ માર્ગે કોઈ ન જાણે એ રીતે એક વહાણ મોકલીને કોલમ્બસ કહેછે તે દેશોનો શોધ કરવા માટે આપણે પ્રયત્ન કરવો. પાદશાહને જે મનોવૃત્તિ શોભે તે પોતાના મનમાં ન લાવતાં નીચ બુદ્ધિથી જાન રાજાએ આ કપટ ભરેલી સલાહ માન્ય કીધી. પરંતુ જે નાવિકને આ કામ સોંપ્યું હતું તે કરવામાં તેનામાં કોલમ્બસના જેટલી બુદ્ધિ તથા હિમ્મત ન હતી. તેના વહાણને મોં ઉપરનો પવન લાગ્યો અને આગળ જમીન કાંઈ નજરે પડી નહિ, તેથી તેની હિમ્મત ન ચાલતાં તેણે પોતાના વહાણને પાછું ફેરવીને લિસ્બોનમાં વાળ્યું, અને એવી નિંદા કરવા લાગ્યો કે કોલમ્બસની યોજના કેવળ સ્વપ્નવત્ અને અતિશય દહેશત ભરેલી છે.

ગેરઆબરૂના કામથી બુદ્ધિવાન લોકોને ગુસ્સો આવેછે તે પ્રમાણે ઉપરનું કૃત્ય માલૂમ પડ્યાથી કોલમ્બસને ક્રોધ ચઢ્યો, અને તે ગુસ્સામાં એવા દગલબાજ લોકો સાથે કાંઇ વ્યવહાર રાખવો નહિ એવો તેણે નિશ્ચય કીધો. ત્યારપછી તુરત તેણે તે

દેશ છોડ્યો અને ઈ૰ સ૰ ૧૪૮૪ની આખરે સ્પેન દેશમાં તે આવી પહોંચ્યો. તેની યોજના પસંદ કરીને તે પાર પાડવાનું કામ જે મુરબ્બી માથે લે, તેનો આશ્રય લેવાને હવે તે સ્વતંત્ર થયો, માટે ફર્દિનાન્દ તથા ઈસાબેલ્લા જેઓ આ સમયે કાસ્તીલ અને આરાગોનમાં એકઠાં મળીને રાજ્ય કરતાં હતાં, તેમની પાસે જઈને તેણે પોતાની યોજના જાહેર કરીને મદદ માગવાનો નિશ્ચય કીધો; પણ તેણે રાજાઓની તથા પ્રધાનોની મદદ માગવામાં જે પ્રયત્ન આગળ કીધો હતો તે સર્વ વ્યર્થ ગયાનો તેને અનુભવ થયેલો હતો માટે, તેણે સાવધપણાથી પોતાના ભાઈ બાર્થોલોમેયોને પોતાના સર્વ વિચાર કહીને ઇંગ્લાન્દ દેશના સાતમા હેન્રિ રાજા પાસે આ યોજના વિષે બંદોબસ્ત કરવા સારૂ મોકલ્યો, કે તેણે કરીને ઇંગ્લાન્દ અને સ્પેન એ બંને દેશોની સરકાર સાથે એક સમયે બોલવું થાય. હેન્રિ તે કાળમાં આખા યૂરોપ ખંડના રાજાઓ મધ્યે મોટો બુદ્ધિવાન અને માતબર ગણાતો હતો.

સ્પેન દેશના દરબારમાં પોતાનું કહેવું માન્ય નહિ થાય એ વાત વિષે તેના મનમાં જે ધાસ્તી અને વહેમ ઉત્પન્ન થયાં હતાં તે કાંઈ નિષ્કારણ ન હતાં. ગ્રાનાડા નામે તે દેશમાં મુસલમાન લોકોનું જે બાકી રહેલું સંસ્થાન હતું ત્યાંના લોકોની તથા સ્પાનિઅર્દ લોકોની વચ્ચે તે સમયે મોટી લડાઈ ચાલતી હતી. ફર્દિનાન્દ રાજા સ્વભાવે બીકણ તથા વહેમી હતો માટે તેને ભારે તથા મોટાં કામો માથે લેવાનું પસંદ પડતું ન હતું. ઇસાબેલ્લા રાણીનો સ્વભાવ પોતાના સ્વામીના કરતાં વિશેષ ઉદાર અને સાહસિક હતો; પરંતુ હરેક કામ કરવામાં તે પોતાના ભર્તારની મરજી ઉપરાંત ચાલતી ન હતી. પ્રાચીન લોકો કરતાં આગળ વહાણો લઈ જવામાં સ્પાનિઅર્દ લોકોએ અદ્યાપિ કાંઈ

યત્ન કીધો ન હતો અને તેઓની પાસેના રહેવાશી જે પોર્તુગીઝ લોકો તેઓને અદ્ભુત શોધ કરતાં જોતા હતા, તોપણ પોતે એ કામમાં તેઓની બરાબરી કરવાનો અથવા તેઓને ઢાંકી નાંખવાનો કાંઈ પ્રયત્ન કીધો ન હતો. સ્પાનિઅર્દ લોકોનું તે સમયે મુસલમાન લોકોની સાથે યુદ્ધ ચાલતું. માટે પોતાની હુશિઆરી દેખાડવાની તથા કીર્ત્તિ સંપાદન કરવાનો યત્ન કરવાની તેમને સારી તક મળી. ઉપરની સર્વ વાતો કોલમ્બસને અનુકૂળ ન હતી તથા સ્પાનિઅર્દ લોકો હરેક કામનો ઠરાવ કરવામાં ધીમા સ્વભાવના હતા, માટે એનું કામ ત્વરાથી પાર પડી શક્યું નહિ. જે લોકોનો ભરૂસો મેળવવાને તથા આશ્રય માગવાને કોલમ્બસે વિનતિ કીધી હતી તે લોકોને જે પ્રતિના માણસ જોઈએ તેવો આ પુરુષ હતો. તે ગંભીર હતો, તોપણ તેનામાં સભ્યતા હતી, ચારે તરફ વિચાર કરીને તે બોલતો હતો, તથા કામ કરતો હતો; તેનાં આચરણ કેવળ નિષ્કલંક હતાં, અને સ્વકર્મમાં તથા ધર્માચરણમાં તે ઘણુંજ લક્ષ દેતો હતો. તેનામાં એવા ગુણ હતા માટે તે દેશમાં તેના ઘણા મિત્ર થયા એટલુંજ નહિ, પરંતુ સર્વ લોકોની પ્રીતિ પણ તેણે સંપાદન કીધી. તે મધ્યમ સ્થિતિમાં હતો, અને તે સ્થિતિને શોભે એવી તેની ચાલચલણ સાદી હતી, તોપણ લોકોએ તેના દારિદ્રનેલીધે તેના મનમાં આ સ્વપ્નવત્ કલ્પના ઉત્પન્ન થઈ હશે એવું ધારીને તેને તુચ્છ ગણી કાઢ્યો નહિ; પણ તેઓએ ધાર્યું કે આ પુરુષની વાત ઉપર સારી પેઠે વિચાર કરવો જોઈએ.

તે સમયે સ્પાનિઅર્દ લોકોની મુસલમાન લોકો સાથે લડાઈ ચાલતી હતી તેમાં ફર્દિનાન્દ તથા ઈસાબેલ્લા એઓનું મન કેવળ રોકાયલું હતું, તોપણ કોલમ્બસની વાત સારી પેઠે ધ્યાનમાં લઈને ફર્દિનાન્દ દિ તાલાવેરા નામે રાણીનો દોષશ્રવણગુરૂ

હતો તેને આજ્ઞા થઈ કે આ વાત વિષે વિચાર કરીને તમે તમારૂં અનુમત આપો. એવા પ્રકરણનો ઠરાવ કરવામાં ત્યાંના જે લોકો યોગ્ય ગણાતા હતા, તેમની સલાહ આ દોષશ્રવણગુરૂએ લીધી, પણ અત્યાર સુધી સ્પેન દેશના લોકોને ખરા શાસ્ત્રમાં એટલું થોડું જ્ઞાન હતું કે જે મૂળતત્વોના આધાર ઉપર કોલમ્બસે પોતાની આશા તથા કલ્પના રચેલી હતી તે મૂળતત્વોમાં પણ ઉપર કહેલા વિદ્યામાં ખોટું ડોળ ઘાલનારા પુરૂષો, જેઓનાં મતઉપર આ ભારે કામ સોંપેલું હતું, તેઓને કાંઈજ સમજ પડી નહિ. તેઓ માંહેલા કેટલાક પુરૂષોને પૃથ્વીના મહત્વવિષે ખોટું જ્ઞાન હતું, તેથી તેઓ એવી તકરાર કરવા લાગ્યા કે, પૂર્વ દિશામાં જે દૂર દેશોનો શોધ કરવાને કોલમ્બસ આશા રાખેછે, ત્યાં પહોંચવાને ત્રણ વર્ષથી ઓછાં લાગશે નહિ. વળી એકપ્રે એવો સિદ્ધાંત કીધો, કે કેટલાક પ્રાચીન વિદ્વાન પુરૂષોના અનુમત પ્રમાણે મહાસમુદ્ર અતિ વિસ્તીર્ણ છે એવો કોલમ્બસને અનુભવ થશે; અથવા એમ કરતાં હઠ કરીને અમુક મર્યાદાની પેલી તરફ તે વહાણ હંકારી લઈ જશે, તો પૃથ્વીની બાહ્ય ગોલાકૃતિને લીધે તેને પાછા આવવામાં અટકાવ થશે એટલુંજ નહિ, પણ સામસામેના બે ગોળાર્દ્ધ, જેઓને એક બીજા સાથે સદા સંબંધ નહિ, એવી ધારણાથી ઈશ્વરે નિર્માણ કીધેલાછે, તેઓની વચ્ચે વ્યવહાર ચલાવવાનો વ્યર્થ શ્રમ કરવામાં એ પોતાનો જીવ ખોયા વિના રહેનાર નથી. "પૃથ્વી ઉપરના સર્વ મનુષ્ય કરતાં મને વિશેષ જ્ઞાન છે એવું મનમાં લાવવું એ કેવળ અભિમાનીનું લક્ષણ છે." આ વચન બોલીને સર્વ કાળના અજ્ઞાની અને બીકણ લોકો એવાં કામો માથે ન લેવાનાં નિમિત્ત કાઢેછે, તેજ પ્રમાણે તે મંડળી માંહેના કેટલાક પુરૂષોએ ઉપલા વચન ઉપર પૂર્ણ ભરૂસો રાખીને કોલમ્બસની યોજના વિષે કાંઈજ વાદવિ

વાદ ન કરતાં તે યોજનાને નામંજૂર કીધી. તેઓ એવી તકરાર લાગ્યા કે, "જે દેશો શોધી કાઢવાની કોલમ્બસ બડાઈ હાંકેછે તે ખરેખરા જો પૃથ્વી ઉપર હોત, તો અત્યાર સુધી માલૂમ પડ્યા વિના રહેત નહિ, અને અસલના વિદ્વાન તથા કુશળ લોકોએ તેઓના શોધની કીર્ત્તિ કેટલાક કાળ થયાં મેળવી હોત; કાંઈ કોલમ્બસના જેવા અપ્રસિદ્ધ પુરૂષને માટે રાખી મૂકી ન હોત."

એવી આશ્ચર્ય સરખી તકરાર કાઢનારા માણસોની સાથે વાદ કરવામાં કોલમ્બસને પોતાનું સઘળું ધૈર્ય અને ડહાપણ એનો ઘણો ખપ પડ્યો. અજ્ઞાની પુરૂષોની હઠથી કોલમ્બસના કામમાં આ વખતે અડચણ થઈ એટલુંજ નહિ, પણ ખોટા જ્ઞાનવાળા અભિમાની પુરૂષોએ તેને તે કરતાં ભારે હરકતમાં નાંખ્યો. કોલમ્બસે ઘણીએક સભાઓ મેળવી, પરંતુ આ પરીક્ષકો તેની યોજનાનો વાજબી રીતે નિવેડો કરવાને કેવળ અશક્ત હતા, માટે તેણે પોતાની વાત જાહેર કરવામાં તથા તેઓની ખાતરજમા કરવાના ઉદ્યોગમાં પાંચ વર્ષ ગુજાર્યાં. તોપણ તેનું કાંઈ વળ્યું નહિ, અને અંતે તાલાવેરાએ રાજા તથા રાણીને એવી માઠી હકીકત લખી મોકલી કે તેણે કરીને તેમણે કોલમ્બસને સૂચના કીધી કે, જયાંસૂધી મુસલમાન લોકોની સાથે અમારી લડાઈ પૂરી નથી થઈ, ત્યાંસૂધી કોઈ પણ નવું અને ભારે કામ માથે લેવું એ કાંઇ અમારી નજરમાં યોગ્ય આવતું નથી.

કોલમ્બસને માઠું નહિ લાગે એવા શબ્દોનો આ કઠણ સૂચનામાં ઉપયોગ કરવાને રાજા રાણીએ મહેનત લીધી, તોપણ કોલમ્બસના મનમાં એવું આવ્યું કે તેમણે મારી વાતને નામંજૂર કીધી તે ફરી મંજૂર કરનાર નથી. પણ મનુષ્યજાતિનાં મોટાં ભાગ્ય કે, જે પુરૂષમાં મોટી અને અદ્ભુત કલ્પના કરવાનું

સામર્થ્ય હોયછે, તેની સાથે તેઓનો સ્વભાવ ઘણું કરીને એવો જલદ હોયછે કે તેઓ જે કામ કરવાનો નિશ્ચય કરે તેમાં ગમે એટલી ઢીલ થાય તોપણ તે નરમ પડતો નથી, અથવા જોઈએ તેટલી વાર તેઓની આશામાં ભંગ થાય, તોપણ તે કામ તેઓ છોડી દેતા નથી. કોલમ્બસ એવા ઉત્કંઠિત સ્વભાવનો હતો. તેમણે કોલમ્બસને ઘણાંક વર્ષ સૂધી ઝોલા ખવડાવીને આખરે તેની આશા કઠોર મનથી ભંગ કીધી, તેથી તેને ઘણું માઠું લાગ્યું, અને તેણે દરબારમાં જવું મૂકી દીધું; તોપણ પોતાની યોજના ખરી છે એવો જે તેનો દૃઢ વિશ્વાસ હતો તે કાંઈ કમ થયો નહિ, અને પોતાની વાત ખરી છે એવું પ્રત્યક્ષ પ્રયોગથી સિદ્ધ કરવાને તે પ્રથમ કરતાં વિશેષ આતુર થયો. મોટા મોટા રાજાઓની મદદ માગ્યાથી તેનું કાંઈ વળ્યું નહિ, ત્યારે તેણે ઉતરતી પદવીના માણસોની સહાયતા માગવાનો વિચાર કીધો. પછી તેણે મેદીના, સિદોનિઆ, અને મેદીના સેલી, અહિંયાંના સૂબેદારોની અનુક્રમે વિનતિ કરી; આ પુરૂષો રૈયત હતા તોપણ એવા સાહસ કર્મને સારૂ જેટલી સત્તા અને દ્રવ્ય જોઈએ તેના કરતાં તેમની પાસે વિશેષ હતાં. આ અમીરોને પણ તેમનાથી ઊંચી પદવીના પુરૂષોની પેઠેજ કોલમ્બસનાં પ્રમાણોવિષે ખાતરજમા થઈ નહિ તેથી, અથવા ફર્દિનાન્દ રાજાની નામંજૂર કરેલી વાતને પુષ્ટિ આપ્યાથી તેને મત્સર તથા ક્રોધ ઉત્પન્ન થશે એવી દહેશત તેમને લાગી તેથી, તેમની સાથે બંદોબસ્ત કરવામાં કોલમ્બસની મહેનત આગળ પ્રમાણેજ વ્યર્થ ગઈ.

પોતાનાં કામમાં વારે ઘડીએ નાઉમેદ થયાથી કોલમ્બસને જે દુઃખદાયક વેદના થઈ હતી, તેમાં વળી તેને વધતું મોટું દુઃખ એ થયું કે, તેણે પોતાના જે ભાઈને ઇંગ્લાન્દના દરબારમાં મોકલ્યો હતો તેના સમાચાર અત્યારસૂધી તેણે કાંઈજ સાંભળ્યા ન

હતા. ઇંગ્લાન્દ દેશ જતાં દરિયામાં દુર્દૈવે કરીને એ પુરૂષ ચાંચીઆઓના હાથમાં આવી પડ્યો, અને તેમણે તેનું સર્વસ્વ હરણ કરી લઈને કેટલાંક વર્ષ સૂધી તેને કેદમાં રાખ્યો. છેલ્લે તે ત્યાંથી પલાયન કરીને લંદન શહેરમાં આવી પહોંચ્યો; પણ તેની એટલી બધી દુર્દશા થઈ ગઈ હતી કે, દરબારમાં પહેરી જવા લાયક કપડાં મળી આવે એટલા પૈસા એકઠા કરવા સારૂ નકશા કાઢીને વેચવાની તેને કેટલાક કાળસૂધી જરૂર પડી. પછી જે વાતની સોંપણ કરીને તેને કોલમ્બસે મોકલ્યો હતો તે વાત તેણે હેન્રિ પાદશાહને જાહેર કરી. આ પાદશાહ ઘણો બખીલ તથા બીકણ હતો તેથી નવાં અથવા મોટાં કામો માથે લેવામાં અચકાતો હતો, તોપણ બીજા રાજાઓના કરતાં તેણે કોલમ્બસની વાતને વિશેષ માન આપ્યું.

હવે, બાર્થોલોમેયોનું શું થયું એ વાતવિષે કોલમ્બસને કાંઈ ખબર નહતી માટે, તથા સ્પેન દેશમાંથી આશ્રય મળવાની તેને કાંઈ ઉમેદ ન રહી વાસ્તે તેણે ઇંગ્લાન્દના દરબારમાં પોતે જાતે જવાનો નિશ્ચય કીધો, એવી આશાએ કે ત્યાં પોતાની વાતને વધારે વજન મળશે. ત્યાં જવા માટે તેણે તૈયારી કરી મૂકી હતી. તથા પોતે પરદેશમાં રહે ત્યાંસૂધી પોતાનાં છોકરાંની સંભાળ થવા માટે તેણે બંદોબસ્ત કરી રાખ્યો હતો; એટલામાં જુઆન પીરેઝે વિનતિ કરીને કહ્યું કે તમે ત્યાં જવાનો વિચાર હાલ થોડા દિવસ બંધ રાખો; એ પુરૂષ પાલોસ નામે બંદરની પાસે રાબીડા ગામનો મઠાધિપતિ હતો. તે મઠમાં પૂર્વે તેણે તથા કોલમ્બસે સાથે વિદ્યાભ્યાસ કીધો હતો. કોલમ્બસનો આ મિત્ર મહા વિદ્વાન હતો, અને તેને ઇસાબેલા રાણી સારી પેઠે ઓળખતી હતી તથા તેના ઉપર ઘણો ભરૂસો રાખતી હતી. એ પુરૂષની પ્રીતિ કોલમ્બસ ઉપર ઘણી હતી, અને આ સાહસિક

પુરૂષની હુશિઆરી તથા પ્રમાણિકપણું જાણવાની તેને ઘણીક સંધિઓ મળી હતી. તેની પાસેના ગામમાં ગણિતશાસ્ત્રસંપન્ન એવો એક વૈદ્ય આવી રહ્યો હતો. તેને લઇને આ યોજનાની સારી પેઠ પીરેઝે તપાસ કરવા માંડી; તેણે પોતાની જિજ્ઞાસા પૂર્ણ કરવાના અથવા પોતાના મિત્ર કોલમ્બસનું કલ્યાણ કરવાના હેતુથી આ મહેનત લીધી હશે. કોલમ્બસની યોજનાને જે મૂળતત્વોનો આધાર હતો તે મજબૂત છે, તથા તે કામ માથે લીધાથી ઘણું કરીને પાર પડશે, આ બે વાત વિષે ઉપર કહેલી તપાસથી એ બંન્ને પરીક્ષકોની સારીપેઠ ખાતરજમા થઈ; અને પછી એવા મહત્ કર્મને આશ્રય આપ્યાથી જે કીર્ત્તિ અને લાભ પ્રાપ્ત થવાની ખાતરનિશાં, તે પોતાના દેશના હાથમાંથી ન જાય, એ વિચારે પીરેઝે બેધડકથી ઈસાબેલ્લા રાણીને પત્ર લખીને વિનતિ કરી કે આ વાતઉપર સારી પેઠે લક્ષ દઇને એ વિષે ફરીથી વિચાર કરવો યોગ્ય છે.

રાણીને પોતાના માનીતાનું પત્ર પહોંચ્યું તેથી તેનો વિચાર કર્યો અને આ સમયે સ્પાનિઅર્દ લોકોએ ગ્રાનાડાની આસપાસ ઘેરો ઘાલ્યો હતો તેથી રાણી વગેરેનો મુકામ સાન્તાફે ગામમાં હતો; ત્યાં અગત્યના કામ વિષે વાતચીત કરવા સારૂ પીરેઝને તેણીએ તુરત બોલાવ્યો. રાણીની સાથે પીરેઝે વાતચીત કીધી તેનું પહેલું ફળ એ થયું કે તેણીએ કોલમ્બસને પોતાના દરબારમાં પાછો બોલાવવા માટે સત્કારપૂર્વક એક પત્ર લખ્યું, અને તેની સાથે તેને વાટ ખરચીને સારૂ થોડીક નાણાની રકમ ઈનામ દાખલ મોકલી. સ્પાનિઅર્દ લોકોને મુસલમાન લોકોસાથે તે સમયે લડાઈ ચાલતી હતી, તેમાં મુસલમાનોનો પરાજય થશે અને ગ્રાનાડા સ્પેનના તાબામાં આવશે, એવું લોકોને નિશ્ચય લાગવા માંડ્યું. વળી તેમને એમ પણ ભાસ્યું કે એ

પ્રમાણે લડાઈનો અંત આવ્યાથી સ્પાનિઅર્ડ લોકો નવાં કામો માથે લેવાને નવરા થશે. આ વાતથી, તથા હવે રાણીએ કોલમ્બસના ઉપર મહેરબાની દેખાડવા માંડી તેથી, તેના મિત્રો આગળ કરતાં વધારે ભરૂસાથી તેની યોજનાને પુષ્ટિ આપવા લાગ્યા. આલોન્સો દિ કિન્તાનિલ્લા નામે કાસ્તીલના ભંડારનો અધિકારી તથા લુઇસ દિ સાન્તાજેલ નામે આરાગોનમાં ધર્મ સંબંધી પૈસા વસૂલ કરનાર, આ બે પુરૂષો કોલમ્બસના મુખ્ય મિત્રો હતા. એમણે કોલમ્બસને મોટા મોટા લોકોની સાથે ઓળખાણ કરાવી આપ્યું, અને તેમની આગળ તેની ઘણી શિફારસ કરી, તેથી તેઓએ તેના કામમાં ઘણું દિલ લગાડયું. એ બે પુરૂષોએ પોતાના મિત્ર કોલમ્બસનું સાહસ કર્મ પાર પાડવામાં મોટી ઉત્કંઠાથી યોગ્ય શ્રમ લીધો, માટે તેઓનાં નામ ઇતિહાસમાં સ્તુતિપાત્ર છે.

પણ ફર્દિનાન્દનો આગળનો વિચાર ફેરવવો, એ કાંઈ જેવું તેવું કામ ન હતું. એ રાજા કોલમ્બસની વાતને હજુ સૂધી ઉડાઉપણાની તથા સ્વપ્નવત્ ગણતો હતો, અને કોલમ્બસના પક્ષવાળાઓની મહેનત વ્યર્થ જાય એ માટે એ રાજાએ તેની યોજનાની તપાસ કરવામાં જે પુરૂષોએ પૂર્વે તેની વાતને અશક્ય ગણી કાઢી હતી તેઓ માંહેનાજ કેટલાએકોને પક્કાઈથી પાછા સામિલ રાખ્યા. પોતાનું કામ પાર પડશે એવી કોલમ્બસે પહેલાં જે પૂર્ણ આશા દેખાડી હતી, તેજ પ્રમાણે હમણા પણ તેમની આગળ તે દેખાડવા લાગ્યો, તથા પોતાના શ્રમને માટે આગળ જેટલુંજ મોટું ઇનામ તેણે માગ્યું, એ જોઈને તેઓને આશ્ચર્ય લાગ્યું. કોલમ્બસે કહ્યું કે આ શોધનો પ્રયત્ન કરવા માટે થોડાંક લડાઇનાં વહાણો સામગ્રી સહિત મારે સ્વાધીન કરવાં જોઇએ, અને જે સમુદ્રોનો તથા જમીનનો મારે હાથે શોધ

લાગે, તે સર્વનું નૌકાધિપતિપણું તથા નવાબી મને વંશપરંપરા આપવાં જોઈએ, અને તે શોધ લાગ્યાથી જે કાંઈ લાભ થાય તેનો દશાંશ મને તથા મારા વંશજોને આપવાનો ઠરાવ એવી રીતે કરવો જોઈએ, કે તેમાં કાંઈ પાછળથી હરકત પડે નહિ. વળી આ સાહસ કર્મ પાર પાડવામાં જે ખર્ચ બેસે તેનો એક અષ્ટાંશ આગમજથી આપવાને કોલમ્બસ કબૂલ થયો, એવી શરતથી કે તે કામ પાર પડ્યાથી જે કાંઈ નફો થાય તેનો એક અષ્ટાંશ મને મળે. આ કામ પાર ન પડયાથી પોતાની મહેનતનો બદલો લેવાવિષે તેણે કાંઈ બંદોબસ્ત કીધો ન હતો. કોલમ્બસને પોતાની યોજનાની સાચાઈ વિષે પક્કી ખાતરજમા છે, એવું અનુમાન, જે શખ્સોને રાજાએ આ કામ માટે ઠરાવ્યા હતા, તેમણે તેની ઉપર લખેલી વર્ત્તણુક ઉપરથી કરવું જોઈતું હતું, તથા તેના કામમાં આટલી બધી ઢીલ અને હરકત થઈ, તોપણ જે કાંઈ પ્રથમ માગ્યું હતું, તેમાંથી એક લેશભાર પણ કમતી લેવાને તે કબૂલ ન થયો, એ તેના મનની પ્રૌઢતા જોઈને તેઓએ સાનંદાશ્ચર્ય કરવું જોઈતું હતું, તેમાંનું કાંઈજ ન કરતાં કોલમ્બસની સફરના ખર્ચનો તથા તેણે જે ઈનામ માગ્યું હતું તેનો નીચપણાથી તેઓ હિસાબ ગણવા બેઠા. આ વહાણો મોકલવાનો ખર્ચ કાંઈ ઘણો ન હતો, તોપણ તેમણે એવું ખોટું અનુમત આપ્યું કે, હમણા ખજાનો ખાલી પડી ગયાના સબબથી આ ખર્ચ સરકારથી ઊપડી શકે એવો નથી. વળી તેઓએ એવી તકરાર કાઢી કે કોલમ્બસ જે કામ કરવાનું કબૂલ કરેછે તે સર્વ કરે, તોપણ તેના કામનું સ્વરૂપ જોતાં તે જે મુસારો તથા આબરૂ માગેછે તે ઘણાં વધારે છે, એવું દીસેછે, અને જો કદાપિ એની આશા કેવળ ભંગ થશે તો એવા અવિચારી સાહસિક પુરૂષને આગળથી આટલું બધું ધીરયાથી

લોકોમાં આપણે મૂર્ખ ગણાઇશું. એટલુંજ નહિ, પણ તેઓમાં આપણી મોટી હાંસી થશે. અમે દૂર અંદેશો કરીને તથા આગળ પાછળ વિચારીને અનુમત આપીએ છીએ, એવું ખોટું ડોળ તેમણે ઘાલ્યું તેથી રાજાને તેમનું અનુમત ખરૂં ભાસ્યું અને તેણે તે વિચારને ઘણીજ પુષ્ટિ આપી, માટે ઈસાબેલ્લા રાણીએ કોલમ્બસને ઉત્તેજન આપવાનો નકાર કરીને પોતે કોલમ્બસની સાથે આ કામવિષેનું ભાષણ એકાએક છોડી દીધું.

અત્યારસૂધીની હરકતોથી કોલમ્બસને જે દુઃખ થયું હતું તેના કરતાં આ આશાભંગથી તેને વધારે દુઃખ ઉત્પન્ન થયું. પ્રકાશનાં અણચિંત્યાં કિરણથી જે પ્રમાણે આશા થાયછે તેજ પ્રમાણે કોલમ્બસને દરબારમાં બોલાવવા વિષે સરકારના આમંત્રણથી પોતાના કામમાં પાર પડવાની આશા ઉત્પન્ન થઈ હતી, અને તેને એવું લાગ્યું હતું કે હવે શ્રમનો છેડો પાસે આવ્યો, પણ આ સમયે રાણીના સદરહુ ઉત્તરથી તેની આશા પાછી અંધકાર તથા સંશયમાં પડી, અને તે છાતીવાળો માણસ હતો તોપણ એકાએક આ દુઃખ આવી પડ્યું તે સહન કરવું તેને ઘણું કઠણ લાગ્યું. મહા ચિંતાતુર થઇને તેણે સ્પેનના દરબારમાં જવું બંધ કીધું, એવા વિચારથી કે ઇંગ્લાન્ડ દેશમાં જઇને એક વાર પોતાનું નશીબ અજમાવી જોવું, અને ત્યાં ઉમેદ હાંસલ ન થાય તો પછી એ કામ કેવળ છોડી દેવું.

આ સમયે ગ્રાનાડા તેઓના તાબામાં આવ્યું, અને મોટી ધામધૂમથી તે શાહેરમાં ફર્દિનાન્દ રાજા તથા ઇસાબેલ્લા રાણી પેઠાં. આ શાહેર તેમના હાથમાં આવ્યાથી પોતાના દેશને મધ્યભાગે જે પરદેશી શત્રુઓ હતા, તેમને પોતાના દેશમાંથી કાઢી મૂકીને પિરીનીઝથી તે પોર્તુગાલની સીમા સૂધીના સર્વ પ્રાંતોમાં પોતાની સત્તા સ્થાપી. વિજયને અંગે ખુશાલી ઊપજેછે તેણે કરીને મન

પ્રફુલ્લિત અને સાહસિક થાયછે, માટે કોલમ્બસના હુશિઆર તથા દીર્ઘદૃષ્ટિવાળા મુરબ્બીઓ નામે કિન્તાનિલ્લા અને સાન્તાજેલ આ સંધિ ઉપર પોતાના મિત્રને મદદ કરવામાં ચૂક્યા નહિ. તેઓએ ઇસાબેલ્લાને વિનતિ કરીને કહ્યું કે, રાણીસાહેબ, તમે અત્યારસૂધી મોટાં મોટાં ઉદાર કામોને સારો આશ્રય આપતાં આવ્યાંછો, અને એવી સર્વોત્કૃષ્ટ યોજના પાર પાડવા માટે અદ્યાપિ કોઈ પુરૂષે કોઈ પાદશાહની સહાયતા લેવાને વિનતિ કરી નથી, તે યોજનાને આશ્રય આપવા માટે તમે આટલા બધા દિવસ થયાં આનાકાની કરોછો, એ જોઈને અમને મોટું આશ્ચર્ય લાગેછે, અને વળી તેઓએ કહ્યું કે, કોલમ્બસ ઊંડા વિચારનો અને સદ્ગુણી પુરૂષ છે, તથા તેને વહાણના કામમાં ઘણો અનુભવ થયોછે, અને ભૂમિતિમાં જ્ઞાન છે તેથી પૃથ્વીનું મહત્વ કેટલું છે અને તે ઉપરના જુદા જુદા દેશો ક્યાં છે, એ જાણવાની તેને સારી શક્તિ છે; પોતાની યોજના પાર પાડવા માટે તે પોતાના જીવના અને દ્રવ્યના જોખમમાં પડેછે, તેથી એવી સાફ ખાતરજમા થાયછે કે એ માણસ પ્રમાણિક છે, અને પોતાની યોજના પાર પડશે એવી તેને આશા છે; તે પોતાની સાથે જે વહાણો લઈ જવા માગેછે તેનો ખર્ચ કાંઇ ઘણો નથી; પરંતુ તેના સાહસ કર્મથી આપણને લાભ તો ઘણોજ થશે; જે દેશો પોતે શોધી કાઢે તેમાંથી જે કાંઇ નફો થાય, તે સિવાય તે પોતાની મેહેનત તથા શોધના બદલામાં બીજું કાંઇ વધારે માગતો નથી, લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ થવા માટે તથા જે દેશો અદ્યાપિ માલૂમ નથી પડ્યા તેમની સાથે વ્યવહાર ચલાવવા સારૂ પ્રયત્ન કરવો એ તમારી મોટાઇને યોગ્ય છે; વળી સ્પેન દેશના જે પ્રાંતોમાંથી ખ્રિસ્તિ ધર્મનું મૂળ ઘણાંક વર્ષ સૂધી નીકળી ગયું હતું, ત્યાં તે ધર્મની પાછી સ્થાપના કીધા પછી એક મોટો

નવો ખંડ શોધી કાઢીને તેમાં ખ્રિસ્તિ ધર્મ પ્રસાર કરવાથી તમારૂં મન જે સદૈવ ઈશ્વર તરફ લાગેલુંછે તેને મોટો સંતોષ થશે, અને જો તમે હવે તુરત એ વાત વિષે નિશ્ચય નહિ કરશો તો આ સંધિ જશે તે ફરીથી મળવાની નથી; શામાટે કે કોલમ્બસ બીજા દેશોમાં જવાને નીકળ્યોછે, તેમાંથી કોઈએક રાજા તમારા કરતાં વિશેષ દ્રવ્યવાન અથવા હિમ્મતવાન હશે તે કોલમ્બસની વિનતિ કબૂલ કરશે તો આપણા હાથમાં આવેલી કીર્તિ તથા લાભની સંધિ બીકણપણાથી આપણે જવા દીધી એવો પશ્ચાત્તાપ સ્પેન દેશના લોકોને નિરંતર થશે.

એવી સારી સંધિ જોઈને મોટી સત્તાવાળા પુરૂષોએ જે આ મજબૂત દલીલો કાઢી તેથી ધાર્યા પ્રમાણે કામ થયું. આ દલીલોથી ઈસાબેલાના મનમાં જે શંકા અને ભય હતાં તે જતાં રહ્યાં; કોલમ્બસને પાછો બોલાવવા સારૂ રાણીએ તુરત આજ્ઞા કીધી, અને ઉદારપણાથી કહ્યું કે કોલમ્બસનો કરાર કબૂલ રાખીને તેને ચાકરીમાં રાખવાનો મેં નિશ્ચય કીધોછે, તથા મારી વસૂલાત ઘણી કમતી થઈ ગઈછે તેથી હું ઘણી દિલગીર છું; પણ કોલમ્બસની સફરની તૈયારીને માટે જેટલું દ્રવ્ય લાગશે તેટલું હું મારૂં ખાનગી જવાહિર ગિરે મૂકીને પૂરૂં પાડીશ. રાણીના મુખમાંથી એવાં વચનો સાંભળીને સાન્તાજેલે રાણીને એવું ખેદયુક્ત કામ ન કરવા દેવા માટે મોટી કૃતજ્ઞતાથી કહ્યું કે, રાણા સાહેબ, તમને આ કામમાં જેટલું દ્રવ્ય જોઈએ તેટલું ધીરવાને હું તૈયાર છું.

કોલમ્બસે પોતાની મુસાફરી થોડાક મૈલ આગળ કીધી એટલામાં ઈસાબેલા રાણીનો દૂત તેને આવી મળ્યો. જે રાણીની સહાયતાની તેણે આશા છોડી હતી તેણેજ તેને આશ્રય આપવાનો ઠરાવ કીધો, એ અણચિંતી ખબર સાંભળીને તે તુ-

રત પાછો સાન્તાફી ગયો; પણ એ મદદ મળવાવિષે તેને રાણી-નો પક્કો ભરૂસો પડ્યો નહિ. પરંતુ ઈસાબેલ્લા રાણીએ તેની સાથે મુલાકાત કરીને જે માન આપ્યું તે ઉપરથી, તથા જે સફર વિષે ઘણાંક વર્ષ થયાં તેનું મન લાગેલું હતું તે મનકામના પૂર્ણ થવાના દિવસ પાસે આવ્યા એવી તેને આશા થઈ તે ઉપરથી, સ્પેન દેશમાં આઠ વર્ષ સૂધી વિનતિ કરવાથી તથા ઝોલ્લાં ખાવાથી તેના મનમાં જે દુઃખ થયું હતું તે સર્વ હમણા તે વીસરી ગયો. હવે કોલમ્બસની સાથે બંદોબસ્ત સહેલી રીતે તથા જલદીથી થવા લાગ્યો, અને રાણીએ ઈ૦ સ૦ ૧૪૯૨ ની સાલમાં એપ્રિલ મહિનાની ૧૭ મી તારીખે કોલમ્બસના કરારનામા ઉપર પોતાની સહી કીધી. તે કરારનામાની મુખ્ય કલમો નીચે પ્રમાણેઃ—

૧. અમો ફર્દિનાન્દ રાજા તથા ઈસાબેલ્લા રાણી મહાસાગર ઉપર અમારા અધિપતિપણાની રૂએ, જે સમુદ્રો, ટાપુઓ તથા ખંડો, કોલમ્બસ પોતાની મહેનતથી શોધી કાઢે તેનો કોલમ્બસને નૌકાસૈન્યાધિપતિ કરીને અખતિઆર આપીએછીએ, એવી રીતે કે, કાસ્તીલના નૌકાસૈન્યાધિપતિને પોતાના અમલની હદમાં જેટલો અધિકાર તથા હક્ક છે, તેટલોજ અધિકાર તથા હક્ક કોલમ્બસ તથા તેના વારસો પોતાની હદમાં "યાવચ્ચંદ્ર દિવાકરૌ" ભોગવે.

૨. જે ટાપુઓ તથા ખંડો કોલમ્બસ શોધી કાઢે તે સર્વનો અમો તેને નવાબ ઠરાવીએ; પણ જો અત્યાર પછી એવું યોગ્ય દીસે કે રાજ્યકારભારમાં બંદોબસ્ત સારો ચલાવવા માટે તે દેશોમાંહેના કોઈ દેશમાં જુદો નવાબ મુકરર કરવાની જરૂર છે, તો કોલમ્બસ ત્રણ પુરુષો પસંદ કરે તેઓ માંહેથી એક જણને અમો તે અધિકાર સોંપીએ, અને વળી નવાબની પદવી લાયક માન તથા મારી કોલમ્બસને વંશપરંપરા આપીએ.

૩. જે દેશો કોલમ્બસ શોધી કાઢે તેઓની પેદાશમાંથી તથા

વ્યાપારમાંથી જે એની વસૂલાત થાય તેનો એક દશાંશ કોલમ્બસને તથા તેના વારસોને વંશપરંપરા અમો હમેશા આપીએ.

૪. જે દેશોનો શોધ કોલમ્બસથી લાગે તેઓમાં વ્યાપારના કામવિષે કાંઈ તકરાર તથા મુકદ્દમો ઊઠે તો તેનો ફેંસલો કોલંમ્બસનેજ અથવા તેના ઠરાવેલા ન્યાયાધીશનેજ કરવાનો અધિકાર અમો આપીએ છીએ.

૫. જે સફરી વહાણો કોલમ્બસ માગેછે તેની તૈયારી કરવા માટે જે કાંઈ ખર્ચ લાગે તેનો, તથા જે નવા દેશોનો શોધ લાગે તેની સાથે સફર તથા વ્યાપાર કરવામાં જે કાંઈ અવેજ જોઈએ તેનો, એક અષ્ટાંશ આપવાવિષે કોલમ્બસ કહેછે તે અમારે કબૂલ છે, અને તેના બદલામાં આ સફર તથા વ્યાપારથી જે નફો થાય તેનો એક અષ્ટાંશ કોલમ્બસને આપવો એ અમારે કબૂલ છે.

આ બંદોબસ્ત કરવામાં ફર્દિનાન્દ રાજાનું નામ ઈસાબેલ્લા રાણીની સાથે ભળેલુંછે ખરૂં, પરંતુ તેને હજુસૂધી કોલમ્બસનો એટલો અવિશ્વાસ હતો કે, આ સાહસ કર્મમાં તેણે આરાગોનની પાદશાહતના નામથી મદદ આપવાની ના કહી. પણ ઈસાબેલ્લા રાણીને કાસ્તીલ પ્રાંતના ખજાનામાંથી આ સફરનો સર્વ ખર્ચ આપવો પડ્યો, માટે તે ચઢાઈમાં પાર પડ્યાથી જે કાંઈ નફો થાય તે સંધાનો હક્ક તેજ પ્રાંતના લોકોએ લેવો એવો રાણીએ ઠરાવ કીધો.

પૂર્વે ઘણાંક વર્ષ સૂધી વ્યર્થ વિનતિ કરવાથી કોલમ્બસને જે દુ:ખ લાગ્યું હતું, તે તેના મનમાંથી વીસારવા માટે આ કરારનામા ઉપર સહી થયા પછી સફરને માટે તૈયારી કરવામાં રાણીએ ઘણું લક્ષ દીધું તથા ઉતાવળ કીધી. મે મહિનાની ૧૨ મી તારીખ સૂધીમાં રાણીના હસ્તકનું જે કામ હતું તે સર્વે તેણીએ કીધું, અને રાજા તથા રાણી એઓનો છેલ્લો, હૂકમ શો થાયછે

એ સાંભળવા માટે કોલમ્બસ હાજર થયો. કિયે ઠેકાણે તથા કઇ રીતે વહાણ ચલાવવાં એ સર્વે તેમણે કોલમ્બસના વિચાર પર રાખ્યું. પરંતુ પોર્તુગીઝ લોકોને ગુસ્સો આવવા જોગ ખરું કારણ ન મળવા દેવું, એ માટે તેમણે કોલમ્બસને એવો સખ્ત હુકમ દીધો કે, ગિનીના કિનારા ઉપર પોર્તુગીઝ લોકોનાં જે સંસ્થાનો છે તેમની, અથવા જે બીજા દેશો તે લોકોએ શોધી કાઢ્યા એવો દાવો કરેછે તેમની, નજદીક તમારે હરગીઝ જવું નહિ. આન્દાલુશિઆ પ્રાંતમાં પાલોસ નામે એક નાનું બંદર છે; ત્યાં જે વહાણો કોલમ્બસને સ્વાધીન કરવાનાં હતાં તે તૈયાર કરવા વિષે રાણીએ આજ્ઞા આપેલી હતી. આ બંદરની પાસે જૂઆન પીરેઝ મઠાધિપતિ, જેનો કોલમ્બસ ઘણો ઉપકારી હતો તે રહેતો હતો; તેની સત્તાથી તથા ત્યાંના રહેવાશીઓ સાથે પોતાના સંબંધથી, જેટલું દ્રવ્ય ઉપર લખેલા કરારનામા પ્રમાણે કોલમ્બસે રાણીને આગળથી આપવું જોઇતું હતું તેટલું તેને તે શહેરમાંથી આવી મળ્યું એટલુંજ નહિ, પણ તેની સાથે સફરમાં જવા માટે કેટલાક લોકો તૈયાર થયા. જે પુરુષોએ કોલમ્બસની સાથે સફર જવાનું કબૂલ કીધું તેઓમાં પિનઝોન નામે ત્રણ ભાઇઓ મુખ્ય હતા. આ ત્રણ પુરુષો ઘણા દ્રવ્યવાન તથા વહાણના કામમાં ઘણા માહિતગાર હતા, અને તેઓ આ કામને માટે પોતાના જીવના તથા દ્રવ્યના જોખમમાં પડવાને ખુશીથી તૈયાર થયા.

રાણીએ તથા કોલમ્બસે એટલી મહેનત કીધી, તોપણ જે વહાણનું સૈન્ય તૈયાર થયું તે સ્પાનિઅર્ડ લોકોની મોટાઇને અથવા એવા અગત્યના કામને લાયક નહતું. તે સૈન્યમાં ત્રણ વહાણો હતાં, અને તેઓમાંનું મોટામાં મોટું વહાણ ઘણો બોજો લેઇ જાય એવું નહતું. આ વહાણ નૌકાસૈન્યાધિપતિ કોલમ્બસના હુકમમાં હતું, અને પવિત્ર કુમારી મરિઅમનો તે મોટો ભ-

ક્ત હતો તેથી તેને માન આપવા માટે તેણે આ વહાણનું નામ સાન્તામારિઆ રાખ્યું. બીજા વહાણનું નામ પિન્તા હતું; તેનો નાખુદા માર્ટિન પિનઝોન હતો, તથા તેનો ભાઈ ફ્રાન્સિસ માલમના કામ ઉપર હતો. ત્રીજા વહાણનું નામ નીન્યા હતું; અને તેનો નાખુદા વિન્સેન્ત યાનેઝ પિનઝોન હતો. આ છેલ્લાં બે વહાણો એટલાં હલકાં હતાં કે, તેઓમાં મોટા બતેલા કરતાં વધારે બોજ જઈ શકતો ન હતો, અથવા તેમના કરતાં ચાલમાં પણ સારાં ન હતાં. આટલાં થોડાં વહાણોને નૌકાસૈન્ય એ નામ આપવું શોભતું નથી અને તેમાં એક વર્ષ સૂધીનું ભાથું ભરચું હતું. આ નૌકાસૈન્યમાં ખલાશીઓ તથા કોલમ્બસના સુખદુ:ખમાં વિભાગ લેવાને તૈયાર થયેલા થોડાક સાહસિક પુરૂષો તથા રાણીએ કોલમ્બસની સાથે મોકલેલા કેટલાક દરબારના ગૃહસ્થો એ સર્વ મળીને નેવું માણસો હતા; તેઓમાં વિશેષ સંખ્યા ખલાશીઓની હતી. આ સાહસ કર્મ માથે લેવાથી ઘણોજ ખર્ચ લાગશે એવું સ્પેન દેશના દરબારે ભય રાખીને કોલમ્બસની સાથે બંદોબસ્ત કરવામાં ઘણાં વર્ષ કાઢ્યાં, તોપણ આ વહાણો મોકલવામાં તેમને ચાળીસ હજાર રૂપિઆથી વધારે ખર્ચ લાગ્યો નહિ.

પંદરમા સૈકડામાં વહાણ બાંધવાની કળા લોકોને સારી પેઠે માલૂમ ન હતી, અને તેઓ ઘણાંખરાં વહાણોને કાંઠે કાંઠે ચલાવીને ટૂંકી સફરો કરતા હતા માટે તે વખતમાં તેઓ લાંબી સફર કરવા લાયક નહતાં. અજાણ્યા સમુદ્રોમાં માર્ગ માલૂમ પડવા માટે તેની પાસે નકશો ન હતો તથા તેઓની ભરતી ઓટવિષે તેને જ્ઞાન ન હતું, અને ત્યાં વહાણો લઇ જતાં શી શી હરકત થશે એનો કાંઈજ તેને અનુભવ ન હતો; એવું છતાં તે ત્યાંના દૂર દેશોનો શોધ કરવા માટે આ પ્રકારનાં અયોગ્ય વહાણો લઇને ગયો, તે ઉપરથી એવું સાફ દીસેછે કે કોલમ્બસ મોટો

ધૈર્યવાન અને સાહસિક પુરુષ હતો. કોલમ્બસને ઠેકાણે કોઈ બી-જો જરા બીકણ પુરૂષ હોત તો તે ઉપરની પ્રતિકૂળ બિનાને લીધે એવું કામ માથે લેવાની હિમ્મત ધરત નહિ; પરંતુ કોલમ્બસને પોતાનું ધારેલું કામ પાર પાડવાની મોટી ઉત્કંઠા હતી તેથી આ સર્વ અડચણને તે કાંઈ ખાતરમાં લાવ્યો નહિ. તેણે તૈયારી ઘણીજ આતુરતાથી કરવા માંડી, માટે, અને રાણીએ જે માણ-સોને આ કામ ઉપર ચોકસાઈને વારતે નીમ્યા હતા તેઓએ પણ તેને ઘણી મદદ કરી, તેથી, સફરમાં જે કાંઈ જોઈતું હતું તે સર્વ જલદીથી તયાર થયું. પણ કોલમ્બસને ધર્મ ઉપર ઘણી આસ્થા હતી, અને આ કામ માથે લેવામાં એક મોટો હેતુ એ હતો કે, નવા દેશોમાં ખ્રિસ્તિ ધર્મનો પ્રસાર કરવો; માટે તેણે પોતાના મનમાં ધાર્યું કે, રક્ષણ કરવા વિષે તથા માર્ગ દેખાડવા વિષે ઈશ્વરની પ્રગટ પ્રાર્થના કર્યા વિના આ જોખમભરેલી સફરમાં આગળ ડગલું ભરવું નહિ. આ વિચારથી કોલમ્બસ પોતાના હાથ નીચેના માણસોને સાથે લઈને વિધિપૂર્વક સવારીથી રાબિડાના મઠમાં ગયો; ત્યાં સર્વે જણા પોતાનાં પાપ માનીને દોષરહિત થયા; મઠાધિપતિને હાથે તેમને પવિત્ર પ્રસાદ મળ્યો, અને તેણે એ સાહસ કર્મ પાર પાડવા માટે તેમની સાથે મળીને ઈશ્વરની પ્રાર્થના કીધી, કેમકે એમાં તેણે આસ્થાપૂર્વક આશ્રય આપ્યો હતો.

બીજે દહાડે એટલે તારીખ ૩ જી આગસ્ત ઈ૦ સ૦ ૧૪૯૨ વાર શુક્રને દિવસે સૂર્યોદય થતા પહેલાં ઘણાક લોકો કિનારા ઉપર એકઠા થયા, અને તેઓની નજર આગળથી કોલમ્બસે વહાણો હંકાર્યાં. આ કામ પાર પડે એવી તે લોકોની ઘણીજ ખુશી હતી, પરંતુ તે પાર પડશે એવો તે લોકોને પક્કો ભરૂંસો ન હતો. આ સફરનો સારો પરિણામ થવા વિષે તે લોકોએ ઈશ્વરની પ્રાર્થના કીધી. કોલમ્બસે ઠેઠ કાનેરી ટાપુઓ તરફ વહા-

ણો હંકારયાં. અને ત્યાં પહોંચતાં સૂધીમાં જે ૧૩ મી
બિના બની તે વિષે, આ સફર બીજી સફરોના આગસ્ત
જેવી સામાન્ય હોત તો, કાંઈ લખવામાં આવત ૧૪૯૨.
નહિ, પરંતુ આ સફરથી મોટો નફો થશે એવી લોકો આશા રા-
ખતા હતા, અને તે ઘણી અગત્યની હતી માટે, તેમાં હરેક વાત
થાય તે લક્ષ દેવા યોગ્ય હતી. પિન્તા વહાણે બંદર મેહેલ્યું તેને બીજે
દિવસે તેનું સુકાન ભાગી ગયું. તેથી ખલાશીઓ ધર્માંધ અને
વહાણના કામમાં અનાડી હતા તેઓને મોટી ચિંતા થઈ કે આ કા-
મ સુખરૂપે પાર પડવાનું નથી તેનું આ ખરેખરૂં ચિન્હ છે. કા-
નેરી ટાપુસૂધીના ટૂંકા રસ્તામાંજ વહાણોમાં પાણી આવવા લાગ્યું
તથા ભાથું ખૂટી ગયું તેથી એવી લાંબી તથા દહેશત ભરેલી સફ-
રને માટે તેઓ અયોગ્ય નજર આવ્યાં; પણ કોલમ્બસે પોતાથી
બની આવ્યું તે પ્રમાણે તેઓને સમરાવ્યાં. અને બીજું ભાથું
લઈને કાનેરી ટાપુઓ માંહેનો ગોમેરા નામે ઠેઠ પશ્ચિમ તરફનો
ટાપુ સપ્ટેંબર મહિનાની ૬ ઠી તારીખે તેણે મૂક્યો.

વાસ્તવિક કહિયે તો કોલમ્બસની મોટી સફરનો ઈ૦ સ૦
પ્રારંભ અહિંયાંથી થયો, કેમકે ઠેઠ પશ્ચિમ તરફ વ- ૧૪૯૩.
હાણ હંકારીને તે સમયમાં જે સીમા સૂધી લોકો
ખેપ કરતા હતા તે સીમા છોડીને તેની પેલી તરફ અજાણ્યા
અને બિનવહીવટી સમુદ્રોમાં કોલમ્બસ વહાણો ઝોકાવીને હવે
આગળ ચાલ્યો. પહેલે દિવસે ઘણો થોડો પવન હતો તેથી તેનાં
વહાણોએ ઘણો રસ્તો કાપ્યો નહિ; પણ બીજે દિવસે કાનેરી ટા-
પુઓ નજરે પડતા બંધ થયા, અને ઘણાક ઉદાસ થયેલા ખલા-
શીઓ, આ સફર ઘણી જોખમ ભરેલી છે એવા વિચારથી ભય
પામીને, જાણે કે તેઓને ફરીથી જમીન મળવાની નથી એવા
શોકથી છાતી તથા માથાં કૂટીને રડવા લાગ્યા. આપણું કામ

પાર પડ્યા વિના રહેશે નહિ તથા જ્યાં આપણે જઈએ છીએ ત્યાંથી ઘણું દ્રવ્ય મળશે, એવું કહીને કોલમ્બસે તેઓને દિલાસો આપ્યો. પોતાના સોબતીઓની એવી ચાલ જોઈને તેણે જાણ્યું કે મેં જે ભારે કામ માથે લીધુંછે, તેમાં હરકત પડે તે મટાડવા માટે મારે સાવધ રહેવું જોઈએ એટલુંજ નહિ, પણ મારા અજ્ઞાની સોબતીઓનાં મનમાં જે ભય રહેછે તેથી કાંઈ મને હરકત ન પહોંચે, એવી હુશિઆરી રાખવી જોઈએ. વળી તેના મનમાં આવ્યું કે ધારેલા શોધ કરવા માટે મોટું ધૈર્ય તથા નૌકાશાસ્ત્રમાં પ્રવીણતા જોઈએ એટલુંજ નહિ, પણ તેઓની સાથે લોકોનાં મન સ્વાધીન કરી લેવાની કળા પણ આવડવી જોઈએ. નવી યોજના કરનારા પુરુષોનો ઉત્કંઠિત સ્વભાવ, અને તેઓમાં કલ્પનાશક્તિ હોયછે; કોલમ્બસનાં તથા તેને આશ્રય આપનારા લોકોનાં મોટાં નસીબ કે કોલમ્બસમાં આ ગુણો છતાં બીજા એવા પ્રકારના ગુણો હતા કે તે ઉપર કહેલી પ્રતિના પુરૂષોમાં ઘણું કરીને દેખાતા નથી. મનુષ્ય માત્રના ગુણ તથા સ્વભાવને તે સારી પેઠે ઓળખતો હતો; તેનું ભાષણ બીજાનું મનરંજન કરે એવું હતું; પોતાનું ધારેલું કામ પાર પાડવામાં તે એવો તો ઉદ્યોગી રહેતો હતો, કે તેને ગમે એટલી હરકત આવી પડે, તોપણ તે હઠી જતો નહતો. કામ, ક્રોધ, લોભ, ઈત્યાદિ વિકાર તેણે સ્વાધીન કરી રાખ્યા હતા, અને બીજાના મનોવિકારને સ્વાધીન કરવાની તેનામાં કળા હતી. આ સર્વ ગુણો તેનામાં હતા તેથી અધિકાર ચલાવવાને તે યોગ્ય હતો, અને વળી અડચણના તથા ભયના સમયમાં વિશ્વાસ રાખવા લાયક તેને પોતાના ધંધામાં સારૂં જ્ઞાન હતું. કોલમ્બસે ત્રીસ વર્ષ સૂધી અનુભવ લઈને નૌકાશાસ્ત્રમાં જ્ઞાન મેળવ્યું હતું, અને તે સિવાય પોર્તુગીઝ લોકોએ જે જે નવી યુક્તિઓ શોધી કાઢી હતી તે પણ

તેને સારી પેઠે માલૂમ હતી, માટે સ્પેન દેશના ખલાશીઓ જે-ઓને વહાણના કામમાં ઘણું જ્ઞાન ન હતું અને જેઓ માત્ર ભૂમધ્ય સમુદ્રને કાંઠે અત્યાર સૂધી વહાણો ચલાવતા હતા, તે-ઓને એવું દીસવા લાગ્યું કે વહાણના કામમાં કોલમ્બસ ઘણો-જ માહિતગાર છે. તેઓ ભર દરિયે આવ્યા ત્યારપછી હરેક કામમાં કોલમ્બસ પોતાનો કુલ અખતિઆર ચલાવીને તે ઉપર નિગેબાની રાખતો હતો; અને રાતદિવસ મળીને માત્ર થોડોક વખત ઊંઘમાં કાઢ્યા પછી બાકીનો કાળ તે નિત્ય તૂતક ઉપર કાઢતો હતો. તે અજાણ્યા સમુદ્રમાં વહાણ ચલાવતો હતો મા-ટે તેના હાથમાં મદદ અથવા જોવાનાં યંત્રો નિરંતર રહેતાં હતાં. પોર્તુગીઝ શોધ કરનારાઓની પેઠે ભરતી ઓટ તથા પાણીના પ્રવાહ ઉપર તે ઘણુંજ લક્ષ દેતો હતો; પક્ષી કઈ દિશાએ ઊડેછે તથા માછલાં કિયા પ્રકારનાં જોવામાં આવેછે તે ઉપર અને સ-મુદ્રવનસ્પતિ તથા બીજા હરેક તરતા પદાર્થ ઉપર તે સારી પેઠે નજર રાખતો હતો; અને જે બિના બનતી હતી તે પોતાની સ-ફરની ચોપડીમાં સવિસ્તર લખી રાખતો હતો. કોલમ્બસે વિ-ચાર્યું કે ખલાશી લોકોને લાંબી સફર કરવાનો મહાવરો નથી તેથી વહાણો ઘણા દૂર આવ્યાંછે એ વાતની જો તેમને ખબર થશે તો તેમનાં મનમાં ભય ઉત્પન્ન થયા વિના રહેશે નહિ; માટે તેઓ કેટલાં દૂર આવ્યાંછે એ વાત તેમનાથી છુપાવવાને તેણે ઘણી યુક્તિઓ કીધી. એ વિચારથી તેઓએ ગોમેરા મૂક્યું તેને બીજે દિવસે તેઓ ચોપન મૈલ ગયા, તોપણ કોલમ્બસે કહ્યું કે આપણે માત્ર પિસતાળીસ મૈલ આવ્યા છીએ, અને આખી સફરમાં તેણે એજ યુક્તિ ચલાવી. સપ્ટેમ્બર મહિનાની ૧૪ મી તારીખ સૂધીમાં તેમનાં વહાણો કાનેરી બેટોની પશ્ચિમ દિશાએ ૬૦૦ મૈલ કરતાં વધારે દૂર ગયાં; અને તે પહેલાં જમીનથી એ-

ટલે બધે દૂર સ્પેન દેશનો કોઈ માણસ ગયો ન હતો. ત્યાં તેમણે એક નવો અને આશ્ચર્યકારક ચમત્કાર દીઠો. તેમના હોકાયંત્ર માંહેલા લોહચુંબકની સોય ધ્રુવના તારા તરફ પાધરી ન વળતાં પશ્ચિમે વળી, અને જેમ જેમ તેઓ આગળ ચાલ્યા તેમ તેમ તે સોય તે દિશા તરફ વધારે વળવા લાગી. હોકાયંત્રમાં જે ફેરફાર થાયછે તે સૃષ્ટિ માંહેલો એક ગુપ્ત ભેદ છે, અને તેનું કારણ શોધી કાઢવામાં હજી સૂધી કોઈ મનુષ્યની બુદ્ધિ ચાલી શકી નથી; પણ એવા ભેદની હવે કાંઈ આપણને નવાઈ નથી; તોપણ એ ચમત્કાર જોઈને કોલમ્બસના સોબતીઓનાં મનમાં મોટું ભય ઉત્પન્ન થયું. તેઓ એવા અજાણ્યા તથા અમર્યાદ મહાસમુદ્રમાં આવી પડ્યા કે ત્યાં કોઈ માણસ વહાણ લઈ જવાની હિમ્મત કરતું ન હતું; તેમને એવું દીસવા લાગ્યું કે સૃષ્ટિના નિયમ ફરી ગયા, અને જે હોકાયંત્ર ઉપર તેઓ પક્કો ભરૂંસો રાખતા હતા તેપણ તેમને ભૂલાવો દેવા લાગ્યું. આ યંત્રની સોયના ફેરફારનું કારણ કોલમ્બસે મોટી ત્વરાથી તથા ચતુરાઈથી યોજી કાઢ્યું, તેથી પોતાના મનનું સમાધાન થયું નહિ, તોપણ તે તેના સોબતીઓને ખરૂં ભાસ્યું; તેણે કરીને તેઓનાં મનની દહેશત જતી રહી અને તેઓ કચકચ કરતા બંધ થયા.

કાનેરી ટાપુઓ જે અક્ષાંશમાં છે તેજ અક્ષાંશમાં હજીસૂધી પોતાનાં વહાણોને બરાબર પશ્ચિમ તરફ હંકારવાનું તેણે જારી રાખ્યું. હવે તેનાં વહાણોને નિયમિત વાયુ એટલે પૂર્વ દિશાનો પવન લાગવા માંડ્યો. આ પવન ઉષ્ણ કટિબંધમાં અને તેની દક્ષિણોત્તર અયનવૃત્તની મર્યાદાની પેલી તરફ થોડાક અંશ સૂધી એક સરખો વાયછે. આ પીઠના પવનથી તેનાં વહાણો એવી એકસરખી ત્વરાએ આગળ ચાલ્યાં કે સઢ ફેરવવાની કાંઈ ઘણી ગરજ રહી નહિ. જ્યારે તેઓ કાનેરી બેટોની પશ્ચિમ તરફ

૧૨૦૦ મૈલ ગયા ત્યારે સમુદ્ર ઉપર એટલી બધી વનસ્પતિઓ દેખાવા માંડી, કે કોઈ કહેશે કે તે એક મોટું વિસ્તીર્ણ મેદાન છે, અને કોઈ કોઈ ઠેકાણે તે છોડ એટલા પાસે પાસે હતા કે ત્યાં વહાણોની ગતિને થોડો અટકાવ થયો. આ અજબ તરેહનો દેખાવ જોઈને તેમનાં મનમાં ભય અને ચિંતા ઉત્પન્ન થયાં. ખલાશીઓને ભાસ્યું કે હવે આપણે નૌકાગમ્ય મહાસમુદ્રની સીમા સૂધી આવ્યા છીએ; અને આ તરતી વનસ્પતિઓથી આપણને આગળ જવામાં હરકત થશે તથા તેઓની નીચે નાશકારક ખડકો અને જમીનના કાંઈ મોટા ભાગ ઢંકાઈ ગયાછે, પણ તે શી તરેહથી નીચે બેશી ગયાછે તેનું કારણ કાંઈ બરાબર માલૂમ પડ્યું નહિ. કોલમ્બસે તે ખલાશીઓને સમજાવવા માંડ્યું કે, આ જોઈને બીવાને બદલે તમારા મનમાં હિમ્મત પ્રાપ્ત થવી જોઈએ, શામાટે કે આથી એવું માલૂમ પડેછે કે હવે કિનારો કાંઈ ઘણો દૂર નથી. એટલામાંજ પવન સારો નીકળ્યો અને તેમનાં વહાણો આગળ ચાલ્યાં; ઘણાંક પક્ષીઓ તેમનાં વહાણોની આસપાસ ઊડતાં તથા પશ્ચિમ દિશા તરફ જતાં તેમણે દીઠાં. આ ઉપરથી જે ખલાશીઓએ પોતાની હિમ્મત છોડી દીધી હતી તેમને જરા ધીરજ આવી તથા આશા થઈ કે હવે કિનારો હાથ લાગશે.

તારીખ ૧ લી અકટોબરને દિવસે કોલમ્બસને ગણિત ઉપરથી એવું માલૂમ પડ્યું કે વહાણો કાનેરી બેટોની પશ્ચિમદિશાએ ૨૩૧૦ મૈલ આવ્યાંછે; પણ એટલે બધે દૂર આવ્યાં એવું જાણ્યાથી પોતાના હાથ નીચેના માણસોને ભય ઉત્પન્ન થાય તે ટાળવા માટે તેણે તે લોકોને એવું કહ્યું કે આપણે માત્ર ૧૭૫૨ મૈલ આવ્યા છીએ; અને કોલમ્બસનું મોટું ભાગ્ય કે પોતાના વહાણમાંહેલા તથા પોતાની સાથેનાં વહાણો માંહેલા માલમો અથવા ખલાશીઓને ગણિતમાં એટલું જ્ઞાન ન હતું કે અંતર ગણવામાં

કોલમ્બસની ચૂક તથા ઠગાઈ શોધી કાઢે. હવે તેમને સમુદ્રમાં ત્રણ અઠવાડિયાં કરતાં વધારે કાળ થયો, અને આગળના નાવિકો જે સીમાસૂધી સફર કરતા હતા તથા જ્યાંસૂધી વહાણો લઈ જવાનું તેઓને શક્ય લાગતું હતું તે સીમા છોડીને તેની પેલી તરફ કોલમ્બસનાં વહાણો ઘણાં દૂર ગયાં હતાં. વળી પક્ષીઓના ઊડવા ઉપરથી તથા બીજાં કેટલાંક ચિન્હો ઉપરથી જમીનનો શોધ જલદીથી થશે એવું જે અનુમાન તેમણે કાધું હતું તે હવે ખોટું માલૂમ પડ્યું. ખલાશી લોકો પોતાના ભોળપણથી કોલમ્બસના જૂઠા કહેવા ઉપર જે વિશ્વાસ રાખતા હતા તે કેવળ મિથ્યા છે એવું હવે તેમની સમજમાં આવ્યું, અને ધારેલું કામ પાર પડશે નહિ એવું તેઓને ભય લાગવા માંડ્યું. તેઓ શા કારણથી તથા શા ઈરાદાથી આ સફર કરવાને નીકળ્યા એ વિષેના વિચાર સિવાય બીજી તરફ તેઓનું મન લાગેલું ન હતું, માટે તેઓનાં મનમાં વારે ઘડીએ ઉપર કહેલી વાતોનો વિચાર આવતો હતો. પહેલાં તો એ વિચાર અજ્ઞાની અને બીકણ લોકોનાં મનમાં ઉત્પન્ન થયો અને પછી હળવે હળવે જ્ઞાની તથા હિમ્મતવાન પુરૂષોમાં પ્રસરતાં સર્વ વહાણોમાં ફેલાયો. અત્યાર સૂધી તેઓ માંહોમાંહે બડબડ કરતા હતા, પણ હવે તો સર્વ જણ ખુલ્લી રીતે કોલમ્બસની સામું તોફાન કરવા લાગ્યા. આ દરિદ્રી પરદેશીનાં મિથ્યા વચનો, અઘટિત કલ્પના ઉપર રાણીએ કાંઈ વિચાર ન કરતાં ભરૂંસો રાખીને આ કલ્પિત યોજના પાર પાડવા માટે એટલા બધા પોતાના લોકોના જીવને જોખમમાં નાંખ્યા, એમ કહીને તેઓ ઈસાબેલ્લા રાણીના ઉપર દોષ મુકવા લાગ્યા. તેઓ પોતપોતામાં કહેવા લાગ્યા કે જે રસ્તેથી પહોંચવાની આશા નહિ એવે અજાણે રસ્તે આપણે અહિંયાં સૂધી હિમ્મત રાખીને આવ્યા તેથી આપણે જે કરવાનું હતું તે કરી ચૂક્યા; પણ હવે

આ કોલમ્બસ જેવા અવિચારી પુરૂષના જે મત પ્રમાણે ચાલ્યાથી આપણ સર્વેનો નાશ થાય તે મત આપણે મંજૂર નહિ રાખીએ તો આપણા માથા ઉપર તે વાતનો કાંઈ ઠપકો આવનાર નથી. તેઓએ એવી તકરાર કરી કે જ્યાંસૂધી આપણાં નબળાં વહાણોને દરિયામાં ચાલવાની શક્તિ છે ત્યાંસૂધીમાં હવે આપણને સ્પેન પાછા જવાનો વિચાર કરવો જરૂર છે. વળી તેઓ ભયથી એવું પણ કહેવા લાગ્યા કે આપણે પાછા ફરવાનો આ પ્રયત્ન વ્યર્થ જશે, શામાટે કે અત્યારસૂધી આપણાં વહાણોને પીઠનો પવન લાગ્યો તેથી અહિયાં સૂધી આવ્યાં; પણ હવે પાછા વળીશું તો મ્હોનો પવન લાગશે, તેથી સ્પેન દેશ પહોંચાશે એવું સંભવતું નથી. સર્વે જણા કબૂલ થયા કે જે કામથી આપણ સઘળાનો જાન બચે એવું છે તે કામ કરવાનું કોલમ્બસ કબૂલ નહિ કરે તો તેની પાસે આપણે જોર જૂલમથી કબૂલ કરાવવું. તેઓ માંહેલા કેટલાએક અભિમાની હતા તેમની એવી સલાહ હતી કે આપણ સર્વે મળીને કોલમ્બસને દરિયામાં નાંખી દેવો, કે તેણે કરીને આપણા વિચારમાં અડચણ પડેછે તે જલદીથી દૂર થાય, અને તેઓના મનમાં એવું હતું કે કોલમ્બસ પોતાના સાહસ કર્મમાં પાર નહિ પડ્યો જાણીને તેના મરવાથી કાંઈ ઘણી દિલગીરી પેદા થશે નહિ, અને તેના મોતવિષે ઘણી પૂછપાછ પણ થશે નહિ.

કોલમ્બસને પક્કું માલૂમ પડ્યું કે હું હવે મોટા સંકટમાં આવી પડ્યોછું. ખલાસીઓએ પોતાના અસાને તથા ભયે કરીને કોલમ્બસનાં ઉપરથી પ્રીતિ ઊતારી નાંખી, એ જોઈને તેને મોટું દુ:ખ પ્રાપ્ત થયું, અને તે લોકો મોટું તોફાન કરવાની તૈયારીમાં છે એવું તેને માલૂમ પડ્યા છતાં મોટી સમયસૂચકતા રાખીને તેમના કાવત્રાની વાત પોતે કાંઈ જાણતો નથી એવો તે લોકોની

આગળ દીસવા લાગ્યો. તેના મનમાં ભય તથા ચિંતા પેદા થયાં ખરાં, પણ તે ન જાણાવીને એટલો દૂર આવ્યાથી પોતે ખુશ થતો હોય તથા આગળ પોતાનું કામ પાર પડશે એવો મનમાં પક્કો ભરૂંસો હોય તેવો તે આનંદી દેખાવા લાગ્યો. પોતાના માણસોનું મનરંજન કરવા માટે કોઈ વખત તે નાના પ્રકારની યુક્તિઓ કરે. તમને ઘણું દ્રવ્ય અને મોટી કીર્ત્તિ મળશે, એવું કહીને તેમને લોભમાં નાંખવાનો કોઈ કોઈ વેળા તે યત્ન કરે. વળી કોઈ સમયે તેમને ધણીપણાની રીતે તે એવી ધમકી આપે કે આ જે ઉત્કૃષ્ટ કામથી ઈશ્વરનો મહિમા અને સ્પાનિઅર્ડ લોકોની કીર્ત્તિ બીજા સર્વ લોકોના કરતાં વધશે તે કરવામાં જો તમે તમારા બીકણપણાથી અટકાવ કરશો તો સરકારમાં જાહેર કરીને હું તમને મોટી શિક્ષા કરાવીશ. જે પુરૂષનું તેઓ હમેશા માન રાખતા હતા તેના વચનને વજનદાર ગણીને તોફાની ખારવાઓ પણ તેને વશ થયા અને તેઓ પોતાનું ધારેલું ક્રૂર કર્મ કરવાથી અટક્યા એટલુંજ નહિ, પણ કોલમ્બસની સાથે થોડુંએક આગળ જવાને કબૂલ થયા.

જેમ જેમ તેઓ આગળ ચાલવા લાગ્યા તેમ તેમ જમીન પાસે આવવાનાં નિશ્ચિત ચિન્હો દીસવા માંડ્યાં, અને તેઓની આશા પણ વધવા લાગી. પક્ષીઓનાં ટોળેટોળાં નૈર્ઋત્ય દિશાએ જતાં દેખાયાં. પોર્ટુગીઝ નાવિકોએ પક્ષીઓની ગતિ ઉપર લક્ષ દીધાથી કેટલાક શોધ કીધા હતા માટે કોલમ્બસે પશ્ચિમ દિશા છોડીને જે દિશાએ પેલાં પક્ષીઓ જતાં હતાં તે તરફ પોતાનાં વહાણો હંકાર્યાં. આ નવે રસ્તે ઘણાક દિવસસૂધી તેમણે સફર કીધી, પણ પાર પડવાનાં ચિન્હો નજર આવ્યાં નહિ; અને એક મહિનાસૂધી તો જળ અને આકાશ સિવાય કાંઈ તેમના દીઠામાં આવ્યું નહિ; તેથી કોલમ્બસના સાથીઓનાં મનમાં ઉત્પન્ન

થયેલી આશા પાછી ભંગ થઈ ગઈ, અને તેઓનાં મનમાં આગળ કરતાં વધારે ભય પેદા થઈને તે લોકોના ચહેરા અધીરા, ક્રોધાયમાન, અને નિરાશ દેખાવા લાગ્યા. તાબેદારી તે શું છે એ વાતનો વિચાર તેઓનાં મનમાંથી કેવળ જતો રહ્યો. જે કારભારીઓ અત્યાર સૂધી કોલમ્બસના મતને અનુસરીને તેના હૂકમ અમલમાં લાવતા હતા તેજ લોકો હવે બીજા ગૃહસ્થોની સાથે એકદિલ થયા; તેઓ સર્વે તૂતક ઉપર એકઠા થઈને તોફાન કરવા લાગ્યા, અને કોલમ્બસની સાથે જીદ કરીને તથા તેને દહેશત બતાવીને કહ્યું કે હમણાના હમણા વહાણો યૂરોપ તરફ પાછાં ફેરવવાં જોઈએ. કોલમ્બસને માલૂમ પડયું કે તેમનું મન આ કામ ઉપર લગાડવા માટે મારામાં જેટલી તદબીર કરવાની શક્તિ હતી, તેટલી હું ઘણીક વાર કરી ચૂક્યો, હવે તે કાંઈ ચાલી શકવાની નથી; અને જે માણસોનાં મનમાં ભય વ્યાપક થયાથી તેઓના સારા વિચાર મંદ થઈ ગયાછે, તે માણસોમાં આ કાર્ય સિદ્ધ કરવાની હોંસ પેદા કરવી, એ કામ અશક્ય છે. તેણે જોયું કે આ સર્વેજણા એકઠા થઈને એવું જે મોટું તોફાન કરવા તૈયાર થયાછે, તે કાલાવાલાથી અથવા ધમકીથી બંધ થઈ શકે એવું નથી. તેને માલૂમ પડયુંકે આ માણસો ઘણાજ ગુસ્સામાં આવી ગયાછે તેથી તેમના ઉપર હૂકમ થઈ શકતો નથી વાસ્તે તેઓના કહ્યા પ્રમાણે કરવું આવશ્યક છે. માટે તેણે પોતાના માણસોને વચન આપીને કહ્યું કે તમે ત્રણ દહાડા સૂધી મારૂં કહ્યું માનીને આગળ ચાલો, અને જો એ અરસામાં આપણને ભૂમિ હાથ નહિ લાગે તો આ કામ છોડી દઈને આપણે ખસૂસ સ્પેન તરફ પાછા ફરીશું. તે ખલાશીઓ ગુસ્સામાં તથા પોતાનાં ઘર તરફ જવાને ઘણા આતુર હતા, તોપણ આ વાત તેમની નજરમાં બરાબર ઉતરી. આ થોડી મુદ્દતનો કરાર કરવાથી કોલમ્બ-

સને પણ કાંઈ નુકસાન થયું નહિ. ભૂમિ પાસે આવવાનાં ઘણાંક ચિન્હો દેખાયાં, અને તે એવા પ્રકારનાં હતાં કે કોલમ્બસે વિચાર્યું કે તે ખરાં પડ્યા વિના રહેશે નહિ. કેટલાક દહાડા સુધી મડદ તળિયે લાગીને તેમાં મહોડી આવવા લાગી તે ઉપરથી એવું દીસ્યું કે જમીન ઘણી દૂર નથી. પક્ષીઓનાં ટોળાં વધતાં ગયાં, અને તેઓમાં સમુદ્ર ઉપર ઊડનારાં પક્ષીઓ હતાં એટલુંજ નહિ, પણ જે પક્ષીઓ કિનારાથી ઘણે દૂર ન જાય એવાં પણ દેખાયાં. પિન્તા વહાણના ખલાશીઓએ એક તુરત કાપેલી નેતર તથા કોઈ મનુષ્યે કારીગરીથી કોતરેલું લાકડું, એ બે પદાર્થો તરતા દીઠા. નીન્યા વહાણના ખલાશીઓએ એક ઝાડની ડાળી તરતી હતી તે ઊંચકી લીધી, અને જોયું તો તેના ઉપર તાજાં લાલ ક્ષુદ્ર ફળ દીઠાં. સૂર્યની આસપાસ વીદળાં નવી તરેહનાં દીસવા લાગ્યાં; આગળના કરતાં હવા સ્થિર તથા ઉષ્ણ થઈ, અને રાતને સમયે પવન અસમાન થઈને બદલાવા લાગ્યો. આ સર્વ ચિન્હો ઉપરથી કોલમ્બસને પક્કો ભરૂંસો પડ્યો કે જમીન પાસે છે અને તા૦ ૧૧ મી અક્ટોબરની સાંજરે સર્વ જણાઓએ પોતાનું કાર્ય સિદ્ધ થયું જાણીને ઈશ્વરની સ્તુતિ કીધી; ત્યારપછી કોલમ્બસે વહાણોના સઢો વીંટાળવા વિષે તથા વહાણોને સોડ પાડવાવિષે આજ્ઞા કીધી, અને તેઓ રાતને સમયે કિનારા ઉપર ચઢી ન જાય માટે કોલમ્બસ પોતે ઘણી ચોકસાઈ રાખવા લાગ્યો. આ આશાના તથા અંદેશાના વખતમાં કોઈએ પોતાની આંખ એક ક્ષણ પણ મીંચી નહિ અને સર્વ જણા તૂતક ઉપર ઊભા રહીને પશ્ચિમ દિશા તરફ એકીનજરે મોટી ઉત્કંઠાથી જોવા લાગ્યા; કાંજે જે જમીનનો શોધ કરવાને તેઓને ઘણાક દિવસ થયાં મોટી ઇચ્છા હતી તે જમીન તેજ દિશાએ મળશે એવો તેમને ભરૂંસો હતો.

કોલમ્બસ વહાણના આગલા ભાગ ઉપર ઊભેલો હતો તેણે મધ્યરાત્રિ થવાને શુમારે પાંચ ઘટિકા બાકી હતી ત્યારે દૂર એક દીવાનું અજવાળું દીઠું અને તેણે રાણીના પોશાકખાનાનો ચાકર પેદ્રો ગુત્તિઓરિઝને તે અજવાળું કોઈ બીજો ન જાણે એવી રીતે દેખાડ્યું. તે પણ તેને નજર આવ્યું અને વળી તેણે નૌકાસૈન્યના નાયક સાલસેદોને બોલાવીને તે દેખાડ્યું. તે દીવો, જાણે એક જગા ઉપરથી બીજી જગા ઉપર કોઈ લઈ જતું હોય તે પ્રમાણે આ ત્રણે પુરુષોએ તેને ફરતો દીઠો. પિન્તાવહાણ હમેશા બીજાં વહાણોથી આગળ ચાલતું હતું તેમાંથી મધ્યરાત્રિ પછી થોડીકવારે જમીન! જમીન! એવા આનંદયુક્ત શબ્દો સંભળાયા. અત્યારસૂધી ઘણાંખરાં ચિન્હો તેમને ખોટાં માલૂમ પડ્યાં હતાં તેથી હવે કોઈ વાતને એકાએક તેઓ ખરી માનતા ન હતા; અને એ વાત ખરી છે કે નહિ એ સિદ્ધ કરવા માટે દહાડાની વાટ તેઓ ઘણી આતુરતાથી જોવા લાગ્યા. પ્રાતઃકાળ થયો એટલે તેઓનાં મનમાંના સંશય તથા ભય સર્વ જતાં રહ્યાં. પ્રત્યેક વહાણમાંથી એક ટાપુ ઉત્તર દિશાએ શુમારે ૬ મૈલના અંતર ઉપર દેખાયો, અને તેની સપાટ જમીન તથા લીલાં ખેતર નાના પ્રકારનાં ઝાડથી તથા ઘણાક વહેળાથી ભરપૂર હતાં, તેણે કરીને તે દેશ મોટો રમણીય નજર આવ્યો. પિન્તા વહાણમાંહેલા ખલાશીઓ તુરત ઈશ્વરનું ભજન કરવા લાગ્યા; તેઓની સાથે બીજાં વહાણોના ખલાશીઓ પણ સામિલ થયા; અને તેઓ સર્વની આંખોમાંથી હર્ષનાં આંસુ પડીને તેઓ એક બીજાને મુબારકબાદી આપવા લાગ્યા. આ પ્રમાણે ઈશ્વરની ભણી કૃતજ્ઞતાનું કર્મ કીધા પછી તેઓએ પોતાના સરદારને ઘટારત પ્રમાણે કીધું. તેઓ સર્વે કોલમ્બસને માન આપીને તેને પગે લાગ્યા તથા પોતાની આગલી વર્તણુકનો તિરસ્કાર કરવા લાગ્યા.

અને તેઓએ મોટી વિનતિ કરીને તેને કહ્યું કે અમારાં અજ્ઞાન, અવિશ્વાસ, તથા બેઅદબી એઓએ કરીને વ્યર્થ ચિંતામાં નાંખીને અમે તમારી વિચારપૂર્વક યોજના સિદ્ધ કરવામાં ઘણો અટકાવ પાડ્યો હતો તે અપરાધની અમને કૃપા કરીને ક્ષમા કરો. જે કામ વિષે પ્રાચીન લોકોનાં મનમાં કાંઇ વિચાર પણ ન હતો તે કામ સિદ્ધ કરવા માટે ઇશ્વરે કોલમ્બસને માણસના કરતાં વધારે બુદ્ધિ તથા ધૈર્ય આપીને મોકલ્યોછે, એવું કહીને મોટાં સાનંદાશ્ચર્યથી જે માણસને આગળ ધિક્કારીને ધમકી આપતા હતા તેજ માણસની તેઓ હવે તારીફ કરવા લાગ્યા.

સૂર્યોદય થયો એટલે તેઓ સર્વ હથીઆરબંધ મછવાઓમાં

તા૦ ૧૨ મી અક્ટોબર, શુક્રવાર. ઊતર્યા. તેઓ પોતાના વાવટા ચડાવીને લશ્કરી દબદબાથી તથા યુદ્ધનાં ગીત ગાતા ગાતા તે ટાપુ તરફ પોતાના મછવા લઇ ગયા. જ્યારે તેઓ કિનારાની પાસે આવ્યા ત્યારે તેઓએ તે ટાપુ ઉપર માણસો આ અજાયબ જેવો તમાશો જોવાને એકઠાં થયેલાં દીઠાં. તે માણસોના હાવભાવ તથા શરીરની સ્થિતિ ઉપરથી માલૂમ પડ્યું કે આ નવાં માણસોને જોઇને તેઓ આશ્ચર્ય પામ્યાં. કોલમ્બસે પોતે શોધી કાઢેલી નવી પૃથ્વી ઉપર સર્વ યૂરોપીઓ કરતાં પ્રથમ પગ મૂક્યો. તે ઉમદા પોશાક પહેરીને અને હાથમાં નાગી તરવાર લઇને કિનારે ઊતર્યો. તેનાં માણસો તેની પાછળ ગયાં, અને જે ધરતી જોવાને તેઓ એટલા દિવસ સૂધી આતુર હતા તેનું તેઓએ સર્વે જણાએ ચુંબન કીધું. ત્યારપછી તેઓએ ત્યાં એક ક્રૂસ ઊભો કીધો, અને તેની આગળ પગે લાગીને તેઓની સફરનો એવો સારો પરિણામ થયો તે વિષે ઇશ્વરની સ્તુતિ કીધી. લિઆન અને કાસ્તીલના રાજાને નામે તે દેશ તેઓએ હસ્તગત કીધો, અને એવે પ્રસંગે પોર્તુગીઝ લોકો જે ક્રિયા

કરતા હતા તે પ્રમાણે આ લોકોએ પણ કીધી.

સ્પાનિઅર્ડ લોકો આ ક્રિયા કરતા હતા તેવામાં ત્યાંના ઘણાક રહેવાશીઓ તેમની આસપાસ એકઠા થઈને મોટા આશ્ચર્યથી જોવા લાગ્યા; પણ તેઓ આ ક્રિયા શા માટે કરેછે અને આગળ શું નીપજશે એ વાતથી આ લોક કેવળ અજ્ઞાન હતા. સ્પાનિઅર્ડ લોકોના પોશાક, તેઓના શરીરનું ગોરાપણું, તેઓની દાઢી અને હથીઆરો એ સર્વ ત્યાંના લોકોને ઘણાં અજાયબ સરખાં દેખાયાં. જે મોટાં યંત્રોએ કરીને સ્પાનિઅર્ડ લોકો મહાસમુદ્ર ઉપર થઈને આવ્યા તે યંત્રો પાંખોથી પાણી ઉપર ફરતાં હોય એમ તેઓના દીઠામાં આવ્યાં; અને તેઓ માંહેથી ગરગડાટ જેવો ભયંકર શબ્દ સાંભળીને તથા વીજળીના જેવો પ્રકાશ અને ધુમાડો નીકળતો જોઈને આ અજ્ઞાન લોકોનાં મનમાં અતિશય ભય ઉત્પન્ન થયું. આ નવા માણસો સૂર્યના પુત્ર છે અને તેઓ દેવલોકથી ઊતરીને આ પૃથ્વી જોવા આવ્યાછે એવું માનીને તેઓએ તેમને મોટું માન આપ્યું.

યૂરોપી લોકો પણ આ નવો દેખાવ જોઈને ઘણા આશ્ચર્ય પામ્યા. આંહેના સર્વ છોડવા, ઝાડો અને વનસ્પતિ યૂરોપનાં કરતાં કેવળ જુદાં હતાં. જમીન માતબર દીઠામાં આવી, પણ ત્યાંના લોકો તે જમીનને ખેડેછે એવું કાંઈ ચિન્હ દેખાયું નહિ. સ્પાનિઅર્ડ લોકોને ત્યાંની હવા ગરમ તો ખરી પણ ઘણીજ સુંદર લાગી. ત્યાંના લોકો સ્વભાવે ભોળા, નિષ્કપટી અને છેક નગ્ન હતા. તેઓના વાળ કાળા, લાંબા, અને સીધા હતા; તેઓ કોઈ વખત પોતાના કેશ ખભાઉપર છૂટા લટકતા મુકતા હતા અને કોઈ વેળા તેમનો અંબોડો વાળતા હતા. તેઓને દાઢી ઊગતી ન હતી અને તેમનાં શરીર કેવળ લીસાં હતાં. તેઓનો અંગવર્ણ ઝાંખા તાંબા જેવો, અને ચહેરાનો ઘાટ અજબ તરે-

હનો હતો, પણ બદશિકલ ન હતો; તેઓની સુરત નમ્ર તથા બી-કણ હતી. તેઓ ઠીંગણા હતા ખરા, પણ રૂટડા અને ચપળ હતા. તેઓ મનમાં આવે તે પ્રમાણે પોતાના ચહેરા તથા શરીરના બીજા કેટલાક ભાગને ભપકદાર રંગથી ચીતરતા હતા. પ્રથમ તો દહેશતને લીધે તેઓ સ્પાનિઅર્દ લોકોની પાસે આવતાં અ-ચકાયા, પણ થોડીક વાર પછી તેઓની સાથે હળી ગયા, અને મોટી ખુશીથી સ્પાનિઅર્દ લોકોની પાસેથી ઘૂઘરા, કાચના મણ-કા, અને બીજી એવી કેટલીક હલકી વસ્તુઓ લઇને તેના બદ-લામાં પોતાની પાસેના ખાવાના પદાર્થ તથા રૂ આપ્યાં. તે લો-કોની પાસે કીમતદાર જનસોમાં રૂ સિવાય બીજું કાંઇ ન હતું. સાંજ પડી ત્યારે કોલમ્બસ પોતાના વહાણમાં પાછો ગયો અને તેની સાથે તે ટાપુના ઘણાક રહેવાશીઓ પણ પોતપોતાનાં કોટિ-યાંમાં બેશીને ગયા. આ લોકો પોતાનાં કોટિયાંને કયાનોઅ કરીને કહેતા હતા, અને તે કોટિયાં આખાં લાકડાં કોતરી કાઢીને બનાવેલાં હતાં. તે બનાવવામાં કાંઈ કારીગરી ન હતી, તોપણ તેમને તેઓ ઘણી ચતુરાઇથી ચલાવતા હતા. આ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ મહાદ્વીપના લોકોની પહેલી મુલાકાતમાંજ માંહો-માંહે આનંદથી વ્યવહાર ચાલ્યો. પૂર્વ મહાદ્વીપના લોકો વિદ્વા-ન અને લોભી હતા માટે આ નવા દેશમાંથી કઇ રીતે નફો મેળવવો એવિષેનો વિચાર તેઓએ આગળથી કરી રાખ્યો હતો; અને પશ્ચિમ મહાદ્વીપના લોકો ભોળા તથા કમ અકલના હતા, માટે તેઓના દેશ ઉપર આગળ આફત અને દુઃખ કેવાં પડશે તેવિષે તેઓને કાંઈજ જ્ઞાન નહતું.

કોલમ્બસે નૌકાસેનાધિપતિ તથા નવાબના ખિતાબ મેળવ્યા, અને જે ટાપુનો એણે શોધ કીધો તેનું નામ સાન સાલ્વાદોર પાડ્યું, પરંતુ એ ટાપુને ત્યાંના રહેવાશીઓ ગુઆનાહાની કરી

કહેતા હતા, અને એ નામથી આ ટાપુ સારીપેઠે ઓળખાયછે. ટાપુઓનો મોટો સમુદાય જેને લુકાયા અથવા બાહામાના બેટો કરીને કહેછે તેઓ માંહેલો આ એક બેટ છે. કોલમ્બસનાં વહાણો ગોમેરાથી નીકળ્યાં હતાં ત્યાંથી આ ગુઆનાહાની બેટ પશ્ચિમ દિશા ભણી ત્રણ હજાર મૈલથી વધારે દૂર છે અને દક્ષિણદિશાએ ચાર અંશ છે. એઉપરથી માલૂમ પડેછે કે કોલમ્બસ પોતે પસંદ કરેલા પશ્ચિમ દિશાના માર્ગથી ઘણો આડો અવળો ગયો ન હતો.

તે ટાપુના કાંઠાની તપાસ કરવામાં કોલમ્બસે બીજો દિવસ કાઢ્યો, અને ત્યાંના સર્વ લોકોની દરિદ્રતા જોઈને તેને માલૂમ પડ્યું કે જે માતબર દેશના શોધમાં હું છું તે આ ન હોય. પણ એશિઆ માંહેલા છેક પૂર્વ તરફના દેશોના શોધ વિષે તેણે જે કલ્પના કરી હતી તે ઉપરથી તેણે અનુમાન કીધું કે હિંદુસ્તાનની પાસેના મહાસમુદ્રમાં ટાપુઓ છે એવું ભૂગોળશાસ્ત્ર જાણનાર લખેછે તે માંહેલો આ સાન સાલ્વાદોર એક બેટ હશે. ત્યાંના ઘણાક રહેવાશીઓને નાકમાં ઘરેણાં દાખલ સોનાનાં નાનાં પત્રાં પહેરેલાં જોઈને કોલમ્બસે તેઓને આતુરતાથી પૂછ્યું કે તમે આ પદાર્થ ક્યાંથી લાવોછો ? ત્યારે તેઓએ દક્ષિણ તરફ આંગળી કીધી, અને નિશાનીથી તેને સમજ પાડી કે તે દિશા તરફના દેશોમાં સોનું પુરકળ મળેછે. ત્યાં જવાને તેણે તુરત નિશ્ચય કીધો, એવા ભરોસાથી કે જે હેતુથી હું આવ્યોછું તે ત્યાં ગયાથી સિદ્ધ થશે, અને મારી મહેનત તથા જોખમનો બદલો મળશે. તેણે સાન સાલ્વાદોરના સાત રહેવાશીઓને પોતાની સાથે રાખ્યા, એવા વિચારથી કે તેઓ સ્પાનિશ ભાષા શીખીને માર્ગ દેખાડવામાં તથા ત્યાંની ભાષા સમજાવવામાં કામ લાગે. કોલમ્બસે તેઓને પોતાની સાથે લઈ જવાને પસંદ કીધા, એવું જાણીને તે ભોળા લોકોએ પોતાનાં મનમાં મોટાઈ માની.

માર્ગમાં તેણે ઘણાક ટાપુઓ દીઠા તે માંહેલા ત્રણ મોટા ટાપુઓમાં જઈને તેણે તેઓનાં નામ સેન્ત મેરી આવ્ ધ કોન્સેપ્શન, ફર્નાન્દીના, અને ઈસાબેલ્લા પાડયાં. પણ ત્યાંની જમીન, ઉત્પત્તિ અને રહેવાશીઓ ઘણું કરીને સાન સાલ્વાદોરનાં જેવાં હતાં, માટે કોલમ્બસે એ ત્રણ ટાપુઓમાંથી એકેમાં મુકામ કીધો નહિ. પ્રત્યેક ઠેકાણે તે સુવર્ણ વિષે પૂછપાછ કરતો રહ્યો, અને ત્યાંના સર્વ લોકોએ ઇશારતથી જે જવાબ દીધો, તે ઉપરથી કોલમ્બસને નિશ્ચય થયો કે સુવર્ણ દક્ષિણ દિશાભણીથી આવેછે. તે દિશાતરફ તે ચાલ્યો, અને થોડાક કાળમાં એક દેશ તેના દીઠામાં આવ્યો. તે દેશ ઘણો મોટો નજર આવ્યો, અને આગળના દેશો જેવો તે પૂરો સપાટ ન હતો, પણ તેમાં ટેકરા, ડુંગરો, નદીઓ, જંગલ, તથા મેદાન દેખાયાં, તેથી તે ટાપુ છે કે ખંડનો ભાગ છે, એ વાતનો તેને નિશ્ચય ન હતો. સાન સાલ્વાદોરના રહેવાશીઓ તેની સાથે વહાણમાં હતા તે લોકોએ કહ્યું કે અમે એ ટાપુને "ક્યૂબા" કહિયે છિયે. કોલમ્બસે તેનું નામ જુઆના પાડ્યું. તે પોતાનાં વહાણો લઈને એક મોટી નદીના મુખમાં પેઠો, અને તે કિનારા પાસે આવ્યો એટલે ત્યાંના સર્વ લોકો બીને પહાડોઉપર નાશી ગયા; પણ આ ઠેકાણે વહાણોને સમરાવવાં હતાં માટે તે દેશનો માંહેલો ભાગ જોવા સારૂ કોલમ્બસે કેટલાક સ્પાનિઅર્દ લોકોને સાન સાલ્વાદોરના એક માણસની સાથે મોકલ્યા. તેઓ કિનારાથી શુમારે સાઠ મૈલ દૂર જઈને પાછા આવ્યા, અને ખબર લાવ્યા કે આપણે અત્યારસૂધી જે જમીન જોઈછે તેના કરતાં આ ધરતીઘણી માતબર અને ખેડેલીછે; અને દૂરદૂરનાં ઝૂપડાં સિવાય અમે એક ગામડું જોયું તેમાં આશરે એક હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ત્યાંના લોકો નગ્ન છે ખરા, પણ સાન સાલ્વાદોરના

લોકો કરતાં વિશેષ બુદ્ધિવાન દેખાયછે; અમને સ્વર્ગલોકના રહેવાશી જાણીને તેઓએ અમારા પગનું ચુંબન લીધું, તથા સાન સાલ્વાદોરના લોકોની પેઠેજ અમને માન આપ્યું. તેઓએ કાંઈક કંદમૂળ તથા નવી તરેહનું ધાન્ય જેને મકાઈ કહેછે, તે અમને ખાવાને આપ્યાં. તે કંદમૂળનો સ્વાદ સેકેલા બલુતના ફળના જેવો લાગેછે, અને મકાંઈ સેકેલા હોય ત્યારે અથવા દળીને તેનો લોટ કીધો હોય ત્યારે પણ ઘણા સ્વાદિષ્ટ લાગેછે. અમે ત્યાં એક જાતનાં કૂતરાં ભશી ન શકે એવાં દીઠાં. સસલાં જેવાં જનાવર અમે જોયાં, પણ તેઓનું કદ સસલાંથી ઘણુંજ નાનું હતું. એ સિવાય બીજી જાતનાં પશુઓ ત્યાં છે એવું દીસતું નથી. વળી અહિંયાંના લોકોની પાસે કાંઈ હલકાં સોનાનાં ઘરેણાં અમારા જોવામાં આવ્યાં.

અહિંયાંના કેટલાક રહેવાશીઓને કોલમ્બસના માણસોએ સમજાવીને પોતાની સાથે રાખ્યા. આ લોકોએ કોલમ્બસને કહ્યું કે અમે જે સોનાના દાગીના કરીએ છિયે તે સોનું કૂબાના કાનમાં મળેછે. આ શબ્દથી તેઓનો કહેવાનો ભાવાર્થ એ હતો કે, "કૂબાનો મધ્યભાગ." કોલમ્બસને તેઓની ભાષા માલૂમ નહતી, તથા તેઓના ઉચ્ચારમાં બરાબર સમજ પડતી ન હતી, અને તેના વિચાર નિરંતર હિંદુસ્તાનના શોધની કલ્પનામાંજ લાગેલા હતા, માટે "કૂબાના કાન" અને "ખાન" આ શબ્દોના જરા સરખાપણા ઉપરથી કોલમ્બસે ધાર્યુંકે એ લોકો "ખાના" વિષે કહેતા હશે, અને તેણે એવી કલ્પના કીધી કે કાથેના જે માતબર રાજ્ય વિષે માર્કો પોલોએ લખ્યુંછે તે અહિંયાંથી ઘણું દૂર નહિ હશે. એ ઉપરથી કૂબાની તપાસ કરવામાં કોલમ્બસે કેટલોક વખત ગુજાર્યો. કૂબાની ઉત્તર તરફ પોર્તો દેલ પ્રિન્સિપીથી તે એજ ટાપુની પૂર્વ મર્યાદા સૂધીનાં ઘણાંખરાં બારાં કોલમ્બસ

જોઈ વાળ્યો; પણ તેના જોવામાં જે કાંઇ આવ્યું તેની ખૂબસુરતાથી તે ઘણોજ આનંદ પામ્યો; અનેજમાન ઘણી રસાળ જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું તથા તેનું મન ઘણું પ્રફુલ્લિત થયું; પણ પોતાના માણસોનો લોભ તૃપ્ત થાય તથા સ્પેન દેશનાં રાજારાણીની આશા પૂર્ણ થાય, એટલું સુવર્ણ ત્યાં તેના જોવામાં આવ્યું નહિ. કોલમ્બસને સુવર્ણ મેળવવાની ઘણીજ આતુરતા છે એ જોઇને તે લોકો ઘણું આશ્ચર્ય પામ્યા, અને તેજ પ્રમાણે તે લોકોનું અજ્ઞાન અને ભોળાપણું જોઇને યુરોપી લોકો ઘણા વિસ્મિત થયા. આ લોકોએ પૂર્વ ભણી આંગળી કરીને કહ્યું કે આ દિશાએ હયિતી નામે બેટ છે ત્યાં અહિંયાંના કરતાં વધારે જડશે. કોલમ્બસે પોતાનાં વહાણો તે દિશામાં વાળવાની આજ્ઞા કીધી. આ હયિતી બેટમાં સોનું છે એવું આ પરદેશી લોકો ધારતા હતા, તેનું સર્વના કરતાં પ્રથમ ગ્રહણ કરવાના હેતુથી માતન અલોન્સો પિનઝોને પોતાના સોબતીઓને મૂકી દઇને પોતાનું વહાણ આગળ ચલાવ્યું અને બીજાં વહાણો તેની પાસે આવી પહોંચે ત્યાંસૂધી વહાણ હળવે ચલાવવા માટે કોલમ્બસે જે નિશાની કીધી તે ઉપર આ પુરૂષે કાંઈજ લક્ષ દીધું નહિ.

કોલમ્બસને મ્હોનો પવન લાગ્યો તેથી તે ડીસેમ્બર મહિનાની ૬ ઠી તારીખ સૂધી હયિતી પહોંચ્યો નહિ. જે બંદર ઉપર તેણે પહેલો પગ મૂક્યો તેનું નામ તેણે સેન્ત નિખલાસ પાડ્યું, અને જે રાજ્યોથી તેને રોજગાર મળ્યો હતો તે રાજ્યને માન આપવા માટે તેણે તે ટાપુનું નામ હિસ્પાન્યોલા પાડ્યું. જે સ્થાનોને શોધીને કોલમ્બસે નામો આપ્યાં હતાં તે સર્વમાં આ ટાપુ માત્ર અદ્યાપિ તેનાજ આપેલા નામથી ઓળખાયછે. તેને અહિંયાં પિનઝોનનું વહાણ મળ્યું નહિ. ત્યાંના રહેવાશી ઘણા બીને જંગલમાં નાશી ગયા તેથી તેઓની સાથે કંઈ વ્યવહાર ચાલ્યો નહિ;

માટે સેન્ત નિખલાસથી તે જલદી નીકળ્યો, અને તે ટાપુના ઉત્તર કિનારાની બાજૂએ હંકારીને બીજા એક બારામાં પેઠો અને તેનું નામ કાન્સેપ્શન પાડ્યું. અહિંયાં આગળના કરતાં કોલમ્બસના નસીબે જોર કીધું. આ ઠેકાણે સ્પાનિઅર્દ લોકોએ પોતાથી ભય પામેલી એક બાઈડીને નાશી જતાં પકડી, અને તેના ઉપર સારી માયા દેખાડીને જે રમકડાં ત્યાંના લોકોને ગમે એવાં હતાં, તે આ બાઈડીને બક્ષિશ આપીને વિદાય કરી. તેણીએ જઈને આ પરદેશી લોકોની ભલમનસાઈ અને બીજા ચમત્કારી ગુણો વિષે પોતાના દેશી લોકોને કહીને મોટા હર્ષથી તે રમકડાં દેખાડ્યાં. તે જોઈને તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા, અને એવીજ વસ્તુઓ મેળવવાની ઘણી ઇચ્છાથી તેઓનાં મનમાંની સર્વ દહેશત જતી રહી, અને તેઓ માંહેલા ઘણાખરા આ લાલચથી બારા આગળ ગયા. તેઓએ નવાઈના પદાર્થ જોયા તથા કોલમ્બસે તેઓને રમકડાં આપ્યાં, તેથી તેમની જિજ્ઞાસા તથા ઇચ્છા પૂર્ણ થઈ. આ લોકો ગ્વાનાહાનીતથા કૂબા એ ટાપુઓના લોકોના જેવા ઘણું કરીને હતા. તેઓ તે ટાપુના લોકોની પેઠ શરીરે નગ્ન, ભોળા તથા અજ્ઞાન હતા; અને સુધરેલી મંડળીમાં જે કળાઓ અવશ્ય જોઈએ તેનું, ઉપર કહેલા લોકોની પેઠેજ, તેઓમાં જ્ઞાન ન હતું. હિસ્પાન્યોલાના લોકો આ પરદેશીઓને જોઈને ઘણું સાનંદાશ્ચર્ય પામ્યા, અને તેમણે તેઓને ઉપર કહેલા લોકોની પેઠેજ ભૂલથી સ્વર્ગલોકનાં માણસો જાણ્યાં. મુખ્યત્વે કરીને આ કારણથી, તથા તેઓ ઘણા નમ્ર, ભોળા, અને બીકણ હતા માટે, તેઓ સહજ વશ થઈ ગયા. અહિંયાંના લોકોની પાસે તેમના પડોશીઓ કરતાં વધારે સુવર્ણ હતું, અને સ્પાનિઅર્દ લોકોની પાસેથી ઘંટડીઓ, મણકાઓ અને ટાંકણીઓ લઈને

તેને બદલે તુરત સુવર્ણ આપ્યું. આ અસમાન વ્યાપારથી બેઉ તરફના લોકો ખુશ થઈને પોતપોતાના મનમાં ધારવા લાગ્યા કે અમને નફો થયોછે. આ દેશના કાઝીક એટલે રાજાએ આવીને કોલમ્બસની મુલાકાત લીધી. અજ્ઞાની લોકોમાં જેવા રોબથી નીકળવાનો ચાલ હોયછે તે પ્રમાણે આ રાજા ચાર માણસની ખાંધ ઉપર એક તરેહની પાલખીમાં બેશીને બહાર નીકળ્યો, અને તેની સાથે ઘણાક લોકો હાજર રહીને તેને ઘણું માન આપતા હતા. તે પોતાની ચાલચલણમાં ગંભીર અને રોબ ભરેલો હતો, અને રૈયત સાથે ઘણા ભારબોજથી રહેતો હતો; પણ તેણે કોલમ્બસને તથા સ્પાનિઅર્દ લોકોને મોટી નમ્રતાથી આદરમાન આપ્યું. આ રાજાએ કોલમ્બસને સોનાનાં થોડાંક પાતળાં પત્રાં તથા એક નવી તરેહનો કમરબંદ આપીને તેને બદલે ઘણી ખુશીથી હલકી કીમતની વસ્તુઓ લીધી.

સોનાની ખાણોનો શોધ કરવા વિષે હજી કોલમ્બસ ઘણો આતુર હતો, માટે ત્યાંના જે લોકોની સાથે તેને વ્યવહાર હતો તે લોકોને સોનાની ખાણનાં ઠેકાણાં વિષે પ્રશ્ન કરતો રહે. તેઓના બોલવા ઉપરથી એવું માલૂમ પડ્યું કે, એ ધાતુની ખાણ પૂર્વ દિશા તરફ સમુદ્રથી કાંઈક અંતરે સિબાઓ નામે પાહાડી દેશમાં છે. માર્કો પોલો તથા પૂર્વમાં મુસાફરી કરનારા બીજા લોકો જાંપાન બેટને સિપાંગો કહેતા હતા માટે, જ્યારે કોલમ્બસે સિબાઓ શબ્દ સાંભળ્યો ત્યારે તેને મોટું આશ્ચર્ય લાગ્યું, અને તે એવું સમજ્યો કે આ શબ્દ સિપાંગો હશે. એ ઉપરથી તેના મનમાં નિશ્ચય થયો કે એશિઆ ખંડમાંહેલા છેક પૂર્વ તરફના દેશ અહિંયાંથી દૂર નથી; અને જે મૂલકો શોધવા માટે તે નીકળ્યો હતો ત્યાં પહોંચવાની પૂર્ણ આશાથી તેણે પૂર્વ દિશાએ વહાણો હંકાર્યા. હવે તે એક નવા દેશના વિશાળ બારામાં પેઠો,

અને તે બારાનું નામ તેણે સેન્ત થોમાસ પાડ્યું. હવે કોલમ્બસ ગ્વાકાનાહારી નામે એક સમર્થ રાજાના પ્રાંતમાં જઈ પહોંચ્યો; ત્યારપછી તેના જાણવામાં આવ્યું કે આ આખો દેશ પાંચ રાજાઓને તાબે છે. જેના કાન, નાક, અને હોઠ સોનાનાં બનાવેલાં એવું અજબ તરેહનું એક મોહું આ રાજાએ પોતાના દૂતની સાથે કોલમ્બસને ભેટ મોકલ્યું અને કહાવી મોકલ્યું કે અમારા મુકામ ઉપર મહેરબાની કરીને પધારવું. આ રાજાનો મુકામ પૂર્વ તરફ થોડાએક મૈલ ઉપર જે બંદરને હમણા કેપ ફ્રાંસિસ કરીને કહેછે તેની પાસે હતો. આ રાજાએ મોટી પ્રૌઢતા દેખાડી માટે કોલમ્બસે વિચાર્યું કે, તેને અધિક સન્માન આપવું યોગ્ય છે; પછી તેણે તે રાજાની મુલાકાતને માટે પોતાના કેટલાક કારભારીઓને મોકલ્યા. આ કારભારીઓએ ત્યાંથી પાછા આવીને કોલમ્બસ આગળ તે દેશ તથા ત્યાંના લોકો વિષે તારીફ કીધી, તેથી ત્યાંના પાદશાહના આમંત્રણ પ્રમાણે તેની ભેટ લેવા હું ક્યારે જાઉં, એવી આતુરતા કોલમ્બસના મનમાં ઉત્પન્ન થઈ.

આ કારણ માટે ડીસેમ્બર મહિનાની ૨૪ મી તારીખે સેન્ત થોમાસથી કોલમ્બસે પોતાનાં વહાણો ઊપાડ્યાં, તે વેળા પીઠનો પવન તથા સમુદ્ર સ્થિર હતો. ઘણા કામના સબબથી કોલમ્બસ બે દહાડા સૂધી જરા પણ ઊંઘ્યો ન હતો, માટે તેણે સુકાનીને સુકાન સ્વાધીન કીધું, અને એવો હૂકમ કીધો કે એક ક્ષણવાર પણ સુકાન છોડીને ખસવું નહિ. એવું કહીને પોતે મધ્ય રાત્રિએ સૂવા ગયો. આ સુકાનીએ, હવે કાંઈ ધાસ્તી નથી એવું ધારીને, એક બિનવાકિફ ખલાસીના છોકરાને સુકાન સોંપ્યું. ત્યારપછી કેટલીક વારે પાણીના જોરથી તે વહાણ એક ખરાબાની સાથે અથડાયું, તેના આચકાથી કોલમ્બસ જાગી ઊઠ્યો અને દોડતો તૂતક ઉપર ગયો. તે માંહેલા સર્વે લોકોએ ગભરાઈને

હિમ્મત મુકી દીધી. માત્ર કાલુમ્બસેજ ગાભરો ન થતાં સમય-સૂચકતા રાખી. તેણે કેટલાક ખલાશીઓને આશા આપી કે મછવામાં બેશીને લંગર વહાણની પાછળ લઈ જાઓ; પણ તે ન માનતાં તેઓ પોતાનો મછવો નિન્યા વહાણ જે આશરે દોઢ મૈલને અંતરે હતું તેની તરફ લઈ ગયા. પછી તેણે વહાણ ઉપરનો બોજો કમી કરવા માટે ડોલ કાપી નાંખવાની આજ્ઞા કીધી; પણ તેના સર્વ ઉપાય સવેળા થયા નહિ. વહાણ આગળથી ગાબડું નીકળ્યું અને પાણી એટલું વહેલું ભરાઈ ગયું કે તે વહાણને બચવાની આશા સર્વ જણાએ છોડી દીધી; પણ તે સમયે તોફાન ન હતું તથા સવેળા નિન્યા વહાણના મછવાઓની મદદ મળી આવી તેણે કરીને તે માંહેલા લોકોના પ્રાણ બચ્યા. આ વાત તે બેટના લોકોના જાણ્યામાં આવી એટલે તુરત પોતાના રાજા ગ્વાકાનાહારી સહિત કિનારા ઉપર તેઓ એકઠા થયા. આ સમયે તે બેટના લોકોએ સ્પાનિઅર્દ લોકોને દુઃખ દેવાનું મનપર લીધું હોત તો ઘણું કરીને થઈ શકત; પરંતુ તેમ ન કરતાં તેઓ સાચા મનથી સ્પાનિઅર્દ લોકોને આફતમાં પડેલા જોઈને શોક કરીને રડવા લાગ્યા. એકલા એવા નિષ્ફળ શોક કરવાથી તૃપ્ત ન થતાં તેઓ પોતાનાં ઘણાંક કોટિયાં લઈને તેમની મદદે ગયા; અને તેમના બતાવ્યા પ્રમાણે જે કાંઈ નીકળી શકે એવું હતું તે સઘળું કાઢવા લાગ્યા. આટલાં બધાં માણસ મદદે આવી પહોંચ્યાં, તેથી જે કાંઈ સારો માલ હતો તેમાંનો ઘણોખરો બહાર નીકળ્યો. સામાન કિનારા ઉપર આવ્યો એટલે ગ્વાકા-નાહારીએ જાતે તે ઉપર ચોકસાઈ રાખી. આ પાદશાહના હુકમથી તે માલ એક ઠેકાણે ગોઠવાયો, અને તેને સંભાળવા માટે હથીઆરબંદ પહેરેગીર રહીને જે લોકોનાં ટોળેટોળાં આવે તેઓના ચોરવાથી આ માલને બચાવવા માટે, તથા આ પરો-

ણાના સામાન ઉપર તકાવીને કોઈને નજર ન કરવા દેવા માટે, તેઓને દૂર રાખતા હતા. બીજે દહાડે પ્રાતઃકાળે કોલમ્બસને મળવા માટે આ પાદશાહ નિન્યા વહાણ ઉપર ગયો. તમારા નુકસાનને બદલે જે કાંઈ મારી પાસે છે તે સર્વ તમને આપવાને હાજર છું, એવું કહીને તેણે તેને દિલાસો આપ્યો.

આ સમયે કોલમ્બસની એવી અવસ્થા થઈ ગઈ હતી કે તેને દિલાસો અવશ્ય જોઈતો હતો. તેને પિન્તા વહાણ વિષે હજી સૂધી કાંઈજ ખબર મળી ન હતી, તે ઉપરથી તેના મનમાં નિશ્ચય થયો કે મારો દગલબાજ સોબતી પિનઝોન આ મોટા શોધની પહેલી વધામણી ખાવા માટે તથા રાજાના કાન ભરીને મારા હાથથી આ સાહસકર્મ સિદ્ધ થયું, તે વિષેની કીર્ત્તિ તથા ઈનામ મેળવવાનો મારો હક્ક છે તે ડૂબાવવાના ઈરાદાથી યૂરોપ તરફ હંકારી ગયો હશે. હવે કોલમ્બસની પાસે આટલા બધા માણસોને મહાસાગરમાંથી યૂરોપખંડ પાછા લઈ જવા માટે એકજ વહાણ રહ્યું, અને તે પણ સર્વથી નાનું અને નુકસાનવાળું હતું. આ સર્વ વાતો ઉપરથી કોલમ્બસના મનમાં મોટી દહેશત તથા ચિન્તા ઉત્પન્ન થઈ. તેના સોબતી પિનઝોનને પકડી પાડવા માટે તથા તેના ખોટા સમજાવ્યાથી સ્પેનદેશના લોકોના મનમાં પોતાના વિષે પ્રતિકૂળ વિચાર ઉત્પન્ન થયા હોય તે દૂર કરવા માટે, તેને સ્પેન તરફ તુરત પાછું ફરવું જરૂર થયું. આ દેશની જમીન રસાળ છે, તથા ત્યાંના લોકો નમ્ર છે, એવું જોઈને કોલમ્બસના મનમાં વિચાર આવ્યો કે, થોડાં માણસોને ત્યાં મૂકી જવાં કે તેઓ ત્યાં રહીને ત્યાંના લોકોની ભાષા શીખે, તેમના સ્વભાવથી વાકિફ થાય, તે દેશ કિયા પ્રકારનો છે તે તપાશી જુએ, ખાણનો શોધ કરે, અને સ્પેન જઈને ત્યાંના ઘણાક લોકોને અહિંયાં પોતે લાવવાનો હતો તેઓને વસવા માટે સારીપેઠ તૈયારી કરી રાખે.

કોલમ્બસને એવો ભરૂંસો હતો કે એવું થયાથી નવા દેશોમાંથી જે લાભ થવાની આશા છે તે જલદીથી પૂર્ણ થશે. નિન્યાવહાણમાં ઘણા માણસો લઈ જવાની અડચણ હતી, તેથી ઉપર કહેલા કોલમ્બસના વિચારને પુષ્ટિ મળી. જ્યારે આ વિચાર તેણે પોતાના માણસોને જણાવ્યો, ત્યારે સઘળાઓને તે પસંદ પડ્યો. ખલાશી લોકોનો સ્વભાવજ છે કે મોજ શોક કરવા તેથી, અથવા તેઓ લાંબી સફર કરીને કંટાળી ગયા હતા તેથી, અથવા તે દેશમાં દ્રવ્ય પુષ્કળ છે એવાં ચિન્હ જોઈને પોતે સંપત્તિવાન થવાના હેતુથી, તેઓમાંના ઘણાએક કોલમ્બસને પોતાની ખુશીથી કહેવા આવ્યા કે અમે અહિંયાં રહેવાને તૈયાર છિયે.

હવે આ વિષે ગ્વાકાનાહારીની સમ્મતિ લેવાનું માત્ર બાકી રહ્યું હતું, અને આ રાજા ભોળો તથા નિષ્કપટી હતો માટે, કોલમ્બસે સારો વખત જોઈને એ બાબતમાં તેને પૂછી જોયું. કોલમ્બસને જેમ તેમની ભાષામાં બોલતાં આવડ્યું તેમ તથા ઈશારતથી રાજાને મોટી આતુરતાથી પૂછ્યું કે અમારાં વહાણોને અહિંયાં આવતાં જોઈને તમારા લોકો એકદમ નાશી ગયા તેનું કારણ શું? તે ઉપરથી પાદશાહે જવાબ દીધો કે અગ્નિકોણ તરફના ટાપુઓના રહેવાશી કારિબીઅન લોકો આવીને ધાડ પાડેછે તેથી તે લોકો આવતા હશે એવું ધારીને નાશી ગયા. આ કારિબીઅન લોકોવિષે પાદશાહે એવું વર્ત્તમાન કહ્યું કે તેઓ નિર્દય તથા શૂરા છે. અને જે બિચારા લોકો તેઓના હાથમાં આવે તેઓને ફાડી ખાયછે. અહિંયાંના ગમે એટલા લોકો એકઠા થાય, તોપણ તેઓની સામે લડાઈ કરવાને તેમની હિમ્મત ચાલી શકતી નથી, તેથી જ્યારે તે દુષ્ટ લોકો અહિંયાં ધાડ પાડવાને આવેછે, ત્યારે તેમને જોઇને અહિંયાંના લોકો મોટી ઝાડીઓમાં તથા અઘોર રાનમાં પલાયન કરી જાયછે. આ વાત

કરતી વખત કોલમ્બસને એ પાદશાહના ચહેરા ઉપરથી એવું ભાસ્યું કે તે કારિબીઅન લોકોથી ઘણોજ બીએછે, અને મનમાં સારીપેઠ જાણેછે કે પોતાનું તથા રૈયતનું તેઓની સાથે કાંઈજ ચાલતું નથી. એ ઉપરથી કોલમ્બસે અનુમાન કીધું કે જે વાતે આ રાજાના દેશનું કારિબીઅન લોકોના હૂમલાથી રક્ષણ થાય તે વાત માન્ય કરવામાં તે કાંઈ બીનાર નથી. કોલમ્બસે રાજાને કહ્યું કે હું મારા માણસોને તમારી મદદ માટે અહિયાં મૂકી જવા તૈયાર છું; તે એટલાં મૂકી જઈશ કે તેથી તમારા શત્રુઓનો પરાજય થશે એટલુંજ નહિ, પણ તમને આગળ તેઓએ જે દુ:ખ દીધું છે તેનું વૈર લેવાને પણ મદદે આવશે, અને જે પ્રબળ પાદશાહની ચાકરીમાં હું છું તેના સંરક્ષણ તળે તમને તથા તમારી પ્રજાને આણવાની હું પ્રતિજ્ઞા કરૂંછું.

આ ભોળા બાદશાહે કોલમ્બસનું કહેવું ઘણી ખુશીથી કબૂલ કીધું, અને તેણે એવું ધાર્યું કે સ્પાનિઅર્દ લોકો સ્વર્ગથી ઉત્પન્ન થયેલા તથા મનુષ્ય જાતિ કરતાં વિશેષ પ્રબલ છે, માટે હવે આ લોકોની સહાયતા નીચે મારૂં તથા પ્રજાનું સંરક્ષણ સારી પેઠ થશે. ત્યાં નાનો સરખો કિલ્લો બાંધવા માટે જમીન ઉપર ખૂંટા માર્યા. આ ઠેકાણે તે પ્રથમ ખ્રિસ્તના જન્મદિવસને દહાડે ત્યાં પહોંચ્યો માટે, તે કિલ્લાનું નામ તેણે નવિદાદ પાડ્યું, અને તેની આસપાસ એક ઊંડી ખાડી ખોદી. કોટને મજબૂતી આપવા સારૂ તેની આસપાસ પુસ્તો બાંધ્યો. કોલમ્બસના ભાંગેલા વહાણમાંથી જે મોટી તોપો બહાર કહાડી હતી તે ત્યાં મૂકી. દશ દહાડામાં આ ઇમારત તૈયાર થઈ, અને આગળ શો પરિણામ થશે, એ વાતનો વિચાર ન કરતાં આ ભોળા માણસોએ પોતાના દાસપણાનું આ પહેલું ચિન્હ ઊભું કરવામાં અતિશય મહેનત કીધી. સ્પાનિઅર્દ લોકો ઉપર તેઓનો ભરૂંસો હતો તે વધારવામાટે કોલમ્બસે તેઓના ઉપર સારી પ્રીતિ અને

ઉદારપણું દેખાડ્યાં. સ્પાનિઅર્દ લોકો તેઓનું કલ્યાણ ઇચ્છેછે એવો વિચાર તેમનાં મનમાં આણ્યા પછી કોલમ્બસે વિચાર્યું કે હવે જે લોકોના ઉપર આપણી ઈતરાજી થાય તેમને શાસન કેરવામાં આપણી કેટલી શક્તિ છે, એ વાતનો પણ તેમનાં મનમાં વિચાર લાવવો જોઇએ; એ ઈરાદાથી ઘણાક લોકોના દેખતાં તેણે પોતાનાં માણસોને કવાયત કરવાને ઊભાં રાખ્યાં, અને તેઓ તરવારથી કઈરીતે લડી શકેછે તે, તથા તેઓના ભાલાઓનું તથા તીરકામઠાનું જોર કેવું છે તે સર્વે કોઇને કાંઈ નુકશાન કીધા વિના દેખાડ્યું. આ જંગલી માણસોને લોઢાનો ઉપયોગ શો છે એ સંબંધી કાંઇ જ્ઞાન ન હતું. બરૂને છેડે માછલીનાં હાડકાં અણીદાર કરીને જડેલાં એવાં તીરો; લાકડાની તરવારો, અને અગ્નિમાં તપાવીને કઠણ કરેલા ભાલા, એ સિવાય બીજાં લડાઈનાં શસ્ત્રો વિષે તેમને કાંઇજ જ્ઞાન ન હતું; માટે સ્પાનિઅર્દ લોકોની આ કવાયત જોઇને તેઓ આશ્ચર્ય પામીને બીકથી કાંપવા લાગ્યા. આ ભય કિંવા આશ્ચર્ય તેમના મનમાંથી ખસ્યું નહિ, એટલામાં કોલમ્બસે મોટી તોપોના બાર કરવાનો હુકમ કીધો. એકાએક આ ભયંકર અવાજ સાંભળીને તેઓ દહેશતને મારે ચતાપાટ ભૂમિ ઉપર પડી ગયા, અને બીને પોતાનાં મોઢાં પોતપોતાના હાથોથી ઢાંકી દીધાં. જે તોપો ઝાડોની સામે તકાવીને મૂકી હતી, તેઓના ગોળાથી તે ઝાડોનું નુકશાન થયું જોઇને આ જંગલી લોકોએ સિદ્ધાંત કીધો, કે જે લોકોપાસે એવાં નાશકારક શસ્ત્રો છે, અને ગરગડાટ તથા વીજળી તો જેને તાબે છે, એવા માણસોને આપણે અટકાવી શકવાના નથી.

આ લોકો સ્પાનિઅર્દ લોકોને તાબે રહે એટલા માટે ઉપરકહ્યાપ્રમાણે કોલમ્બસે પોતાના લોકોની શક્તિ તથા પરોપકાર દૃષ્ટિ બતાવ્યા પછી તે બેટમાં રાખવા માટે પોતાના માણસો માંહે-

ત્યાં આડત્રીસ માણસોને મુકરર કીધાં. આ માણસોના ઉપર ડીએગો ડી આરાડો નામે કારદોવા કસ્બાના એક ગૃહસ્થને કોલમ્બસે અધિપતિ કીધો; અને પોતાને સ્પેનના રાજા તથા રાણી પાસેથી જે અધિકાર મળ્યો હતો તે સર્વ એ પુરૂષને સોંપીને, આ નાની સરખી નવી વસ્તીના ગુજરાન તથા રક્ષણને માટે જે કાંઈ જોઈએ તે સર્વ પૂરૂં પાડયું. તેણે પોતાના માણસોને હૂકમ કીધો કે "ખબરદાર, તમે પોતપોતામાં કજિઆ ન કરતા, પણ એક બીજાની સાથે મળીને ચાલજો; તમારા સરદારની આજ્ઞા પ્રમાણે ચાલવામાં કાંઈજ કસૂર કરતા નહિ; અહિંયાંના લોકોઉપર જોર જૂલમ કરીને તેમને માઠું લગાડતા નહિ; અને ગ્વાકાનાહારી પાદશાહ સાથે મિત્રાઈ રાખજો, પણ તમારે એક બીજાથી છૂટા પડીને કિલ્લાથી એટલે બધે વેગળે ન જવું કે જેણે કરીને તમે તે પાદશાહના હાથ તળે આવી જાઓ." વળી કોલમ્બસે કહ્યું કે "હું જલદીથી તમારી પાસે પાછો આવીશ, અને મારી સાથે એટલા બધા માણસો લેતો આવીશ કે જેણે કરીને આ આખો દેશ આપણે હસ્તગત કરી શકીશું, અને આપણે જે આ શોધ કીધાછે તેનું ફળ મેળવીશું." વળી તેણે તેઓને વચન આપીને એમ પણ કહ્યું કે, "હું તમારાં નામ રાજા અને રાણી આગળ જાહેર કરીશ, અને જે રીતે તમારૂં કલ્યાણ થશે તેમ તેઓની હજૂરમાં મારી મગદૂર મુજબ તમારી યોગ્યતા તથા ચાકરી વિષે બોલીશ."

આ નવી વસ્તીનું રક્ષણ કરવામાં કોલમ્બસથી જેટલો બંદોબસ્ત થઈ શકયો તે કીધા પછી ઈ૦ સ૦ ૧૪૯૩ ના જાન્યુઆરી મહિનાની ૪થી તારીખે તેણે નવિદાદ બંદર મૂકયું, અને પૂર્વ દિશા તરફ હંકારીને તે ટાપુના ઉત્તર કિનારા ઉપરનાં ઘણાંખરાં બંદરો શોધી કાઢીને ઈ૦ સ૦ ૧૪૯૩.

તેઓનાં જુદાં જુદાં નામ પાડ્યાં. એજ મહિનાની ૬ ઠ્ઠી તારીખે તેના જોવામાં પિન્તા વહાણ આવ્યું, અને છ અઠવાડિયાં કરતાં વધારે દિવસના વિયોગ પછી કોલમ્બસ તેને જલદીથી આવી મળ્યો. પિન્તા વહાણના નાખુદા પિનઝોને પોતાનો અપરાધ છુપાવવા માટે એવું કહ્યું કે મારૂં વહાણ તોફાની પવનને લીધે આડે રસ્તે ખેંચાઇ ગયું હતું, અને મેં ઉપરના પવનના સબબથી પાછું ફરી શક્યું નહિ. આ પુરૂષની દગલબાજી વિષે કોલમ્બસને ઘણોજ વહેમ હતો, અને તે સારી પેઠ જાણતો હતો, કે પિનઝોનનું કહેવું કેવળ નિરાધાર અને અસત્ય છે; પણ તેણે વિચાર્યું કે મારો અધિકાર એને દેખાડવાનો આ વખત નથી. કોલમ્બસને આ સોબતી આવી મળ્યો તેથી તેના મનમાં દહેશતને લીધે જે ચિંતા થતી હતી તે જતી રહી, અને પિનઝોનની આ દલીલો પાયા વગરની હતી, તોપણ હરકત કર્યા સિવાય, તે કબૂલ કરીને પાછી તેના ઉપર કોલમ્બસે કૃપાદૃષ્ટિ કીધી. જેટલા દિવસ સૂધી પિનઝોન કોલમ્બસથી વેગળો પડ્યો હતો તેટલા દિવસમાં તેણે કેટલાંક બંદરોમાં જઇને ત્યાંના રહેવાશીઓ સાથે વ્યાપાર કરીને કાંઇ સુવર્ણ મેળવ્યું હતું; પણ કાંઈ મોટા શોધ કીધા નહતા.

કોલમ્બસે પોતાનાં વહાણોની સ્થિતિ સારી ન જોઇને તથા પોતાના માણસોની મરજી ફરેલી જોઇને ધાર્યું કે હવે યૂરોપતરફ જલદી પાછા ફરવું અવશ્ય છે. લાંબી સફર કીધાના સબબથી વહાણોને ઘણું નુકસાન પહોંચ્યુંઅને તેઓમાં અતિશય પાણી આવવા લાગ્યું. કોલમ્બસના માણસોએ ઘણા દિવસ થયાં પોતાનો દેશ છોડ્યો હતો તેથી, તથા જે નવાઇની તથા કાને ન સાંભળેલી વસ્તુઓ વિષે પોતાના દેશી લોકોને કહેવાની તેમના મનમાં ઘણીજ ઇચ્છા હતી તેથી, તેઓએ એવું કહ્યું કે હવે અમે

અમારે દેશ જવાને ઘણા આતુર છીએ. માટે તેણે જાન્યુઆરિ મહિનાની ૧૬ મી તારીખે વહાણો ઈશાન કોણ તરફ હંકાર્યાં, અને થોડી વાર પછી કિનારો દેખાતો બંધ થયો. શોધ કરેલા ટાપુઓ માંહેલા કેટલાક લોકોને તેણે પોતાની સાથે રાખ્યા હતા. કોલમ્બસ સુવર્ણ મેળવવાને ઘણોજ ઈન્તેજાર હતો માટે તે ધાતુ તેણે પોતાની સાથે લીધી; અને વળી આ નવા દેશોની જે વસ્તુઓ વ્યાપારના કામમાં આવવા જોગ હતી તેઓના નમૂના, તથા યૂરોપખંડમાં જે પક્ષીઓ માલૂમ નહિ તે વગેરે બીજા કેટલાક સ્વતઃસિદ્ધ ચમત્કારિક પદાર્થો જેઓની તરફ વિદ્વાન લોકોનું મન લાગે, અને જે જોઈને લોકો આશ્ચર્ય પામે, તેવા પદાર્થો તેણે પોતાની સાથે રાખ્યા. ફેબ્રુઆરી મહિનાની ૧૪ મી તારીખ સૂધીમાં તે આટ્લાન્ટિક મહાસાગરમાં ૧૫૦૦ મૈલ વટી આવ્યો, અને ત્યાંસૂધી પવન સારો લાગ્યો, પણ ત્યાર પછી પવન વધતો ગયો, અને છેલ્લે મોટું તોફાન થયું. નૌકાશાસ્ત્રમાં કોલમ્બસને જે જ્ઞાન હતું તથા વહાણોના કામમાં તેને જે માહિતગારી હતી તેઓનો ઉપયોગ તેણે પોતાનાં વહાણો બચાવવા માટે કીધો; પણ એવા ભારે તોફાન આગળ કોલમ્બસનું કાંઈજ ચાલ્યું નહિ અને વહાણો ભરદરિયામાં હતાં તેથી તેણે જાણ્યું કે હવે આ તોફાનના મોંમાંથી બચવું મુસ્કિલ છે. સંકટને સમયે લોકો ભય પામીને પોતાના ધર્મ પ્રમાણે, તથા ખોટા વહેમથી, જે કાંઈ કરેછે તે બધું આ સમયે આફતમાં આવી પડેલા ખલાશીઓએ કીધું, એટલે તેઓ સર્વ મળીને ઈશ્વરની પ્રાર્થના, સાધુસંતનું સ્મરણ, માનતા, ધંતરમંતર આદિ લેઈને કરવા લાગ્યા. બચાવ થવાનાં ચિન્હ કાંઈજ ન દેખતાં તેઓએ આશા છોડી દીધી, અને હવે ઘડી અર્દ્ધ ઘડીમાં આપણે સમુદ્રમાં બૂડી જઈશું એવી ધાસ્તી તેમના મનમાં પેઠી. મોત ઘણુંજ પાસે આવ્યું

જાણીને મનુષ્યના મનમાં જે વિકાર ઉત્પન્ન થાયછે તે સિવાય કોલમ્બસને બીજું દુઃખ સોસવું પડ્યું, તે નીચે પ્રમાણેઃ— તેને ચિંતા થઈ કે મેં જે શોધો કીધાછે તે વિષેની ખબર હવે કોઈને પડવાની નથી, તથા મારી યોજના પાર પડી તેથી મનુષ્યજાતિને જે લાભ થવો જોઈએ તે સર્વે બૂડી જવાની વેળા આવીછે; અને એવા સર્વોત્કૃષ્ટ કામ પ્રસિદ્ધ કરનારાને જે કીર્તિનો લાભ થવો જોઈએ તે મને ન થતાં, હવે પછીના લોકો મારે વિષે એમ જાણશે કે એવું અસંભાવ્ય કામ માથે લેનાર કોલમ્બસ એક મૂર્ખ અવિચારી પુરૂષ હતો. એવા વિચારમાં પડ્યાથી કોલમ્બસને પોતાના જીવ વિષેની ચિંતા કાંઈજ રહી નહિ, પણ આ મોટા પરાક્રમનું વર્ત્તમાન બીજા લોકોને કઈ રીતે મળે એ બાબતના ઊંડા વિચારમાં તે પડ્યો; અને વહાણના ઓરડામાં જઈને સમુદ્રમાં જે જે માર્ગે એણે વહાણો હંકારયાં હતાં તે તથા પોતે શોધી કાઢેલા દેશોનાં ઠેકાણાં અને ત્યાં કિયા મૂલ્યવાન પદાર્થો મળેછે. આ સર્વ વિષેનું વર્ણન તેણે સંક્ષેપે કરીને એક ચર્મપત્ર ઉપર લખી રાખ્યું; અને નવી વસ્તી માટે જે માણસો પોતે મૂકી ગયો હતો તેની પણ સૂચના તેમાં લખી રાખી. તેણે આ પત્રને તેલમાં બોળેલા કપડાથી વીંટાળીને તેના ઉપર મીણનો થર ચઢાવ્યો; ત્યારપછી તેણે તેને એક પીપમાં મૂક્યું અને તે પીપને સખ્ત૰દટ્ટો દઈને સમુદ્રમાં નાંખી દીધું, એવી આશાએ કે દૈવયોગે કરીને તે કોઈને હાથલાગ્યાથી આ મોટા શોધ વગેરેની ખબર લોકોના જાણ્યામાં આવે.

જે મનુષ્યનાં હાથથી બીજાં મહત્કર્મ થવાનાં હતાં તે મનુષ્યનું એટલે કોલમ્બસનું રક્ષણ કરવાને ઈશ્વર સહાય થયો. તોફાન નરમ પડ્યું, સમુદ્ર સ્થિર થયો, અને ૧૬ મી તારીખની સાંજરે કોલમ્બસેં તથા તેના સાથીઓએ ભૂમિ દીઠી, અને તે

શું છે એ વિષે તેઓને પક્કું માલૂમ નહતું, તોપણ તેમણે તે તરફ વહાણો વાળ્યાં. પશ્ચિમ દિશાના ટાપુઓ જેઓને આઝોરેસ કરીને કહેછે, અને જેઓ પોર્તુગાલ દેશના પાદશાહને તાબે હતા, તેઓમાંનો સેન્ત મેરિ નામે આ ટાપુ છે, એવું તેઓને જલદીથી માલૂમ પડ્યું. ત્યાંના હાકેમ સાથે કોલમ્બસે મોટા ધૈર્યથી અને ડહાપણથી તકરાર કરીને ત્યાંથી તાજું ભાથું આદિ લેઇને જે તેને જોઇતું હતું તે સર્વે લીધું; પણ વાટમાં જે દિવસે તોફાન શરૂ થયું તે દિવસે પિન્તા વહાણ જુદું પડયું તેની ખબર હજી સૂધી કોલમ્બસના જાણ્યામાં આવી નહિ, તેથી તેના મનમાં મોટી ચિંતા થઈ. કેટલીક વાર સૂધી તેને એ શંકા પેદા થઈ કે તે બારકસ સમુદ્રમાં ડૂબી ગયું હશે, અને તે માંહેલા માણસો મરણ પામ્યા હશે; પણ પિનઝોનના ઉપર પાછો કોલમ્બસને વહેમ આવ્યો કે આ શોધનું વર્ત્તમાન મારા કરતાં પહેલું લઈ જઇને મારી કીર્તિમાં ભાગીઓ થવાના ઈરાદાથી તે સ્પેન દેશ તરફ નીકળી ગયો હશે.

સારો વાયુ થતાંજ આ દગલબાજીનો અટકાવ કરવા માટે તે આઝોરેસ બેટોમાંથી નીકળી પડ્યો. હવે કોલમ્બસનું વહાણ સ્પેનદેશના કિનારાની પાસે આવ્યું, અને તે માંહેલા લોકોને ભાસ્યું કે હવે આપણા સફરનો તથા સંકટનો છેડો આવ્યો; પણ થોડીક વારમાં આગળના કરતાં જરા હલકા તોફાનના ઝપાટામાં તેઓ આવી પડ્યા, અને બે દિવસ તથા બે રાત્ર સૂધી દરિયામાં ઝોકા ખાધા પછી કોલમ્બસને પોતાનું બારકસ ટેગસ નદીમાં વાળવું જરૂર થયું. પોર્તુગાલ દેશના પાદશાહને અરજી કીધા ઉપરથી કોલમ્બસને લિસ્બોન શહેરમાં પેસવાની પરવાનગી મળી. અત્યાર સૂધી પોર્તુગીઝ લોકો એવું અભિમાન રાખતા હતા કે નવા દેશોનો શોધ અમારાથીજ થ-

તારીખ ૨૪ મો ફેબ્રુઆરી.

તા૦ ૪થી માર્ચ.

ઇ શકેછે; પણ સ્પાનિઅર્દ લોકોએ એવાં કામો માથે લેવા માંડ્યાં, અને પહેલીજ વખતના યત્નથી મોટાં પરાક્રમ કરીને પોર્તુગીઝ લોકોની આગળની મેળવેલી કીર્ત્તિને ઢાંકી નાંખી, તે જોઇને આ અભિમાની લોકોના મનમાં મત્સર થયાવિના રહ્યો નહિ હશે ખરો, પરંતુ કોલમ્બસ એવું મહત્ કર્મ જે પહેલાં અસંભાવ્ય માન્યામાં આવતું હતું તે સંપાદન કરી આવ્યો માટે તેને જે મોટું માન ઘટારત હતું તે તેને પોર્તુગાલ દેશમાંથી મળ્યું. ત્યાંના બાદશાહે કોલમ્બસને પોતાની હજૂરમાં બોલાવીને મોટું સન્માન આપ્યું, અને તેણે પોતાની મોટી સફરની જે હકીકત કહી તે સાનંદાશ્ચર્યથી સાંભળી; પણ પોતે એ પુરૂષને પૂર્વે આ કામ કરવામાં આશ્રય ન આપ્યો તેથી હવે એ પાદશાહ પશ્ચાત્તાપ પામવા લાગ્યો. પરંતુ કોલમ્બસને તો નવા શોધ થયા તે કેવા અગત્યના છે તે જાહેર કરવામાં મોટો હર્ષ થયો. તે જાણી જોઇને ખાડામાં નાંખવા ચાહેછે એવું ગણીને મૂર્ખાઈથી જે લોકોએ તેને આ સાહસ કર્મ માથે લેવાના કામમાં મદદ આપવામાં અટકાવ કરીને પોતાના દેશનું અકલ્યાણ કરચું તથા એ પ્રમાણે કરવાથી પોતે બેઆબરૂ થયા તેજ લોકોની આગળ તેને પોતાની યોજના ખરી પડી એવું સિદ્ધ કરવાનું સામર્થ્ય આવ્યું, માટે તે મહા સંતોષ પામ્યો.

કોલમ્બસ સ્પેન દેશ જવાને ઘણોજ આતુર હતો તેથી લિસ્બોન શહેરમાં માત્ર પાંચ દિવસ રહીને ત્યાંથી નીકળી પડ્યો. પાલોસ બંદર છોડ્યાને સાત મહિના અને અગિઆર દિવસ થયા પછી, એટલે માર્ચ મહિનાની ૧૫ મી તારીખે કોલમ્બસ ત્યાં પાછો આવ્યો. એનું વહાણ બંદર પાસે આવતું જોઇને ત્યાંના સર્વ લોકો પોતાનાં સગાંવહાલાંને તથા સ્વદેશી લોકોને મળવા માટે તથા તેઓની સફરનું વર્ત્તમાન સાંભળવાસારૂ કિનારા ઉપર

એકઠા થયા. કોલમ્બસની સફરનો સારો પરિણામ થયો એવું જયારે આ લોકોના જાણ્યામાં આવ્યું. અને જયારે તેઓએ નવા શોધી કાઢેલા દેશોથી આણેલા અજાયબ સરખા લોકો, અજાણ્યાં જનાવરો તથા નવી તરેહની પેદાશ, એ સર્વ દીઠાં ત્યારે તેઓ સર્વેનાં મનમાં અપાર ઉત્સાહ ઉત્પન્ન થયો. ત્યાંનાં દેવલોના ઘંટ વાગવા લાગ્યા, અને તોપોના બાર થવા માંડ્યા. વહાણ ઉપરથી ઊતરતી વેળાએ કોલમ્બસને પાદશાહી સન્માન મળ્યું. ત્યાંના સર્વે લોકો અને કોલમ્બસ તથા તેના સર્વે ખલાશીઓ, આ સર્વેની સવારી પૂર્ણ ભક્તિથી દેવાલયમાં જઈને આગળના વખતના લોકોએ જે સફરો કીધી હતી તેઓના કરતાં આ ઘણીજ મોટી તથા અગત્યની સફર નિર્વિઘ્ને પાર પડી તે વિષે તેઓએ ઈશ્વરની સ્તુતિ કીધી. પિન્ત વહાણ જે મોટા તાફાનને લીધે ઉત્તર તરફ નીકળી ગયું હતું, તે પણ એજ દિવસની સાંજેરે તે બંદરમાં આવી પહોંચ્યું જોઈને કોલમ્બસ ઘણોજ સંતોષ પામ્યો.

હવે કોલમ્બસે પહેલું એ કીધું, કે પોતાનું કામ પાર પાડીને પાછા આવ્યાની વાત રાજા તથા રાણી જેઓનો મુકામ એ સમયે બાર્સિલોનામાં હતો તેઓને તેણે જાહેર કીધી. તે સાંભળીને તેઓ ઘણું આશ્ચર્ય અને સંતોષ પામ્યાં, અને કોલમ્બસને તેઓએ એક ફરમાન મોકલ્યો તેમાં મોટું માન આપીને એવું લખ્યું કે, "તમે જે મોટી ચાકરી બજાવીને અજાયબ જેવા શોધ કીધા તે વિષેનું વર્તમાન તમારા મુખથી સાંભળવાની અમારી ઈચ્છા છે, માટે તમારે જાતે અમારી પાસે હાજર થવું." કોલમ્બસ બાર્સિલોના જવાને નીકળ્યો. વાટમાં આસપાસનાં ગામડાંના લોકો એકઠા થયા, અને સાનંદાશ્ચર્ય પામીને તેની પાછળ વખાણ કરતા ગયા. ફર્દિનાન્દ અને ઈસાબેલ્લા એઓના વખતમાં આ મોટું સાહસ કર્મ સિદ્ધ થયાથી તેઓના રાજ્યને મોટી

શોભા મળી, માટે તેઓના હૂકમથી કાલમ્બસને શહેરમાં માનની સાથે તથા ધામધૂમથી લોકો તેડી લાવ્યા. તે નવા દેશનાં જે માણસો લાવ્યો હતો તેઓને આ મોટી સવારીમાં આગળ ચલાવ્યાં. આ માણસોનાં અજાયબ સરખાં વર્ણ તથા શિકલ અને બીજી તરેહનાં શાન હતાં, તેથી તેઓ જુદા પ્રકારના મનુષ્ય જેવા દીસવા લાગ્યા. નવા દેશોના જંગલી લોકોએ બનાવેલાં સોનાનાં ઘરેણું, તથા ત્યાંના પહાડોમાંથી મળેલી સોનાની રજો, તથા ત્યાંની નદીઓમાંથી કાઢેલી સોનાની ધૂળ, કોલમ્બસ પોતાની સાથે લાવ્યો હતો; આ સર્વ વસ્તુઓ સવારીમાં એ જંગલી લોકોની પાછળ આવી; ત્યાર પછી ત્યાંની નાના પ્રકારની વ્યાપારની જનસો તથા નવી તરેહની પેદાશની ચીજો પાછળ આવી; સવારીની આખરે કાલમ્બસ બિરાજ્યો, અને જે દેશોમાં જવાનો માર્ગ આગળના વખતમાં કોઈને માલૂમ ન હતો તે દેશો જે પુરૂષે પોતાનાં ઉત્કૃષ્ટ બુદ્ધિ તથા ધૈર્યના બળે કરીને સ્પાનિઅર્દ લોકોને બતાવ્યા એવા મહાન્ પુરૂષને લોકો સાનંદાશ્ચર્યથી નિહાળીને જોવા લાગ્યા. રાજા રાણી કાલમ્બસની મુલાકાત લેવા માટે પાદશાહી પોશાક પહેરીને સુશોભિત છત્ર નીચે સિંહાસન ઉપર બેઠાં હતાં. જ્યારે તે પાસે આવ્યો ત્યારે તેઓ ઊભાં થયાં, અને તેઓના હાથનું ચુંબન લેવાને તે વાંકો વળ્યો એટલામાં તેઓએ તેને ઊંચો કરી લીધો અને જે ખુરશી તેને વાસ્તે તૈયાર કરી રાખી હતી તે ઉપર બેસવાની આજ્ઞા કરીને કહ્યું કે, તમે તમારી સફરની સવિસ્તર હકીકત જાહેર કરો. શ્રોતાઓની પદવીને શોભે તથા સ્પાનિઅર્દ લોકોના સ્વભાવને અનુસરે, એવા ગંભીરપણાથી તેણે પોતાને વીતેલી સર્વ હકીકત કહી. જે પ્રમાણે ડાહ્યા પુરૂષો પોતાને હાથથી મોટાં કામ થયા છતાં બીજાની આગળ બડાઈ હાંકીને વ્યર્થ કીર્ત્તિ મેળવતા નથી, પણ મનમાંજ સંતોષ પામીને

રહેછે, તેજ પ્રમાણે આ મહાન્ પુરુષે હકીકત કહેવામાં પોતાની બડાઈનો એક શબ્દ પણ ઉપયોગમાં ન આણતાં, નમ્રતા તથા સાલસાઈ દેખાડી. જ્યારે તેની હકીકત પૂરી થઈ, ત્યારે જે નવા દેશોથી પોતાના તાબાના મૂલકોને ઘણોજ નફો થશે એવી રાજા રાણી આશા રાખતાં હતાં તેઓનો શોધ લાગ્યો, માટે રાજા રાણીએ પગે લાગીને ઈશ્વરની સ્તુતિ કીધી. કૃતજ્ઞતાથી તથા સાનંદાશ્ચર્યથી તેઓએ કોલમ્બસને મોટું માન આપ્યું. પાદશાહ સાથે સેન્તાફીમાં જે કરારનામું થયું હતું તેની શરત પ્રમાણે કોલમ્બસને તથા તેના વારસોને હક્ક આપવા વિષેનાં જાહેરનામાં થયાં. દરબારથી કોલમ્બસના કુટુંબને અમીરની પદવી મળી. સર્વથી મોટી પદવીવાળા મનુષ્યોને જેટલું રાજારાણી માન આપતાં હતાં તેટલું હવેથી હરેક પ્રસંગ ઉપર તેઓ કોલમ્બસને આપવા લાગ્યાં. આ જોઈને દરબારી લોકો પણ તેમજ કરવા લાગ્યા. શોધ કીધેલા દેશો હસ્તગત થઈ શકે, તથા કોલમ્બસ બીજા જે માતબર દેશોનો શોધ લાગશે એવું ધારેછે તેઓના શોધ માટે જવાય, આ બંને કામો સિદ્ધ કરવામાં જેટલાં વહાણો જોઈએ તેટલાં તૈયાર કરવા માટે દરબારથી તુરત હૂકમ થયો, તે ઉપરથી કોલમ્બસ જેનું મન મોટાં કાર્યો સિદ્ધ કરવા તરફ હમેશા લાગેલું હતું તેને બીજી સર્વ વાતો કરતાં વિશેષ આનંદ થયો.

આ બીજી સફરને માટે તૈયારી થતી હતી એવામાં કોલમ્બસની ફતેહ ભરેલી સફરની ખબર આખા યૂરોપખંડમાં પ્રસરી ગઈ, અને તે સાંભળીને સર્વ લોકોનું મન એ વાત તરફ લાગ્યું. નવી પૃથ્વીનો શોધ લાગ્યોછે એવું સાંભળીને સાધારણ લોકો અતિશય આશ્ચર્ય પામ્યા, અને આ વાત જે તેઓની સમજની બહાર હતી તે તેમને ખરી ભાશી નહિ; અને વિદ્વાન લોકો જેઓ આ શોધ શી રીતે લાગ્યો તથા તેથી આગળ શો પરિણામ થશે

એ સર્વ જાણવાને શક્તિમાન હતા, તેઓએ આ વર્તમાન મોટા સાનંદાશ્ચર્યથી સાંભળ્યું. જ્યારે તેઓ કોલમ્બસની સફર વિષે વાત કરે ત્યારે મનમાં ઘણોજ હર્ષ પામે, અને આપણા વખતમાં આ અદ્ભુત બનાવ બન્યાથી મનુષ્યના જ્ઞાનની વૃદ્ધિ થઈ, અને જે અવલોકન તથા શોધથી પૃથ્વીનાં બંધારણ અને ઉત્પત્તિ વિષે મનુષ્યને જ્ઞાન થાય, તે કરવાનાં નવાં ઠેકાણાં મળ્યાં, તેથી આપણે મોટી ખુશી માનવી જોઈએ, એવું તેઓ એક બીજાને કહેવા લાગ્યા. નવા શોધી કાઢેલા દેશો વિષે તથા પૃથ્વીના કિયા ભાગમાં તેઓ છે, તે વિષે લોકોમાં જુદા જુદા વિચાર અને કલ્પના ચાલ્યાં. એશિયા ખંડના મોટા દેશો, જેઓને હિંદુસ્તાન એવું સામાન્ય નામ આપેલુંછે, તે માંહેલાજ આ નવા દેશો છે, એવું પ્રથમથીજ કોલમ્બસનું જે મત હતું તે કાંઈ હજી સૂધી ફર્યું નહતું. આ નવા દેશોમાંહેલી પેદાશ જોવાથી કોલમ્બસના આ મતને પુષ્ટિ મળી. હિંદુસ્તાનમાં સુવર્ણ ઘણું છે એવું સર્વને માલૂમ હતું. અને જે નવા ટાપુઓમાં કોલમ્બસ ગયો હતો તે માંહેનાં ઘણાંક ઠેકાણાંમાંથી તેને સોનું મળ્યું, માટે તેનો વિશ્વાસ બેઠો, કે અહિંયાં આ ધાતુની માતબર ખાણો મળશે. વળી હિંદુસ્તાનની પેદાશ જે રૂ તેનો પણ તેણે અહિંયાં ઘણો પાક દીઠો. એ ટાપુઓના લોકો જે પદાર્થને "પાઈમેન્તો" કરીને કહેતા હતા તે પદાર્થ હિંદુસ્તાનના મરીની જાતછે એવું કોલમ્બસને ભાસ્યું. તે સમયમાં યૂરોપના લોકો એવું ધારતા હતા કે રેવંચી હિંદુસ્તાનમાંજ પાકેછે. તેના જેવું મૂળીઉં નવા દેશોમાં જોવામાં આવ્યા ઉપરથી કોલમ્બસે ભૂલથી એવું ધાર્યું કે આ રેવંચીજ છે. વળી નવા દેશોથી આણેલાં પક્ષીઓનાં પરો પણ હિંદુસ્તાનનાં પક્ષીઓનાં પરો જેવાં સુંદર હતાં; અને બીજી એ કે નવા દેશો માંહેલા સૂસવાટની આકૃતિ હિંદુસ્તાન-

ના મગર જેવીજ દીઠામાં આવી. આ સર્વ બાબત ઉપર સારીપેઠે વિચાર કરી જોયા પછી, સ્પાનિઅર્દ લોકોએ તથા યૂરોપ ખંડના બીજા સર્વ લોકોએ કોલમ્બસનું મત સ્વીકાર્યું, અને તેઓ સર્વ માનવા લાગ્યા કે નવા શોધી કાઢેલા દેશો હિંદુસ્તાન ખંડનો એક ભાગ છે. કોલમ્બસના આવ્યા પછી ઇસાબેલાએ તથા ફર્દિનાન્દે કોલમ્બસની સાથે જે આગળ કરાર કીધો હતો, તેમાં આ નવા દેશોનું નામ ઈન્દીઝ લખેલુંછે; તે આજ ખોટા-વિચાર ઉપરથી લખેલુંછે. જે ચૂકથી આ ખોટું મત ઉત્પન્ન થયું હતું તે જાણ્યામાં આવ્યા છતાં, તથા આ નવા દેશો ક્યાં છે એ વિષેનું સારીપેઠે જ્ઞાન થયા છતાં, હજી સૂધી તેઓનું નામ ઇન્દીઝ રહેલુંછે, અને સર્વ યૂરોપીઅન લોકો તેઓને વેસ્ત ઇન્દિઝ (પશ્ચિમ હિંદુસ્તાન) અને ત્યાંના લોકોને ઇન્દિઅન કરીને કહેછે.

આ નવા દેશોનું જે નામ કોલમ્બસે પાડ્યું, તે ઘણું ચિત્તાકર્ષક હતું, તથા ત્યાંની ધરતીનો પાક તથા સુવર્ણના નમૂના કોલમ્બસ લાવ્યો હતો, તે ઉપરથી એવું માલૂમ પડ્યું કે તે દેશ માતબર અને રસાળ છે, તથા કોલમ્બસના સાથીઓ પણ પ્રવાસી લોકોની પેઠેજ આ નવા દેશોનું અતિશયોક્તિથી વર્ણન કરવા લાગ્યા. એ સર્વ કારણો ઉપરથી સ્પાનિઅર્દ લોકોમાં સાહસ કર્મ કરવાની મોટી ઈચ્છા ઉત્પન્ન થઈ. મોટી સફર કરવાનો તેઓને મહાવરો ન હતો, તોપણ તેઓ નવા દેશોની સફર કરવાને આતુર થયા, અને પ્રત્યેક પદવીના માણસોએ પોતાની મેળે ખુશીથી સફરમાં જવા માટે વિનતિ કીધી. કીર્તિ તથા દ્રવ્ય મેળવવાના લોભમાં તેઓ પડ્યાં તેણે કરીને આ સફર ઘણી દૂરની તથા જોખમ ભરેલી છે એ વિષેની તેઓને કાંઈ દેહેશત લાગી નહિ. ફર્દિનાન્દ રાજા ઘણોજ દૂર અંદેશાવાળો માણસ હતો, તથા નવા અને જોખમ ભરેલા કામમાં

હાથ ઘાલવાનું તેને પસંદ ન હતું, તોપણ આ સમયે તેના મનમાં પોતાની પ્રજાની પેઠેજ ઇચ્છા ઉત્પન્ન થઇ, માટે નવા દેશોમાં બીજી સફર કરવા સારૂ વહાણો એટલી ત્વરાથી તૈયાર થયાં, કે તે પ્રમાણે સ્પેન દેશમાં ઘણું કરીને ત્વરા થતી ન હતી. વળી વહાણોનો સમુદાય એટલો હતો કે હમણાના કાળમાં પણ તે નાનો ગણાય નહિ. તે સમુદાયમાં સત્તર વહાણો હતાં, અને તેઓમાંનાં કેટલાંએક ઘણો બોજો લઈ જાય એવાં હતાં. આ બીજી વારની સફરમાં પંદરસો માણસ હતાં, તેમાં મોટી પદવીનાં કામ ચલાવેલાં એવા ઘણાક અમીરો હતા. આ માંહેલાં ઘણાક માણસોનો નવા દેશોમાં વસવાનો હેતુ હતો, માટે સર્વ પ્રકારનાં પાળેલાં જનાવર, જે રોપાઓ તથા બીઆં વેસ્ત ઇન્ડીઝની જમીનમાં ઊગશે એવાં તેઓને ભાસ્યાં તે, તથા સર્વ પ્રકારનાં વાસણ તથા હથિઆરો અને એ વગેરે બીજું તેઓને ફતેહ તથા બીજા કામને સારૂ જે કાંઇ જોઇતું હતું તે સર્વ તેઓએ પોતાની સાથે રાખ્યું. વળી ત્યાંની નવી વસ્તીમાં જે કારીગરોનો ઘણોજ ખપ પડે તે કારીગરો તેમણે પોતાની સાથે રાખ્યા.

આ વહાણોનો સમુદાય મોટો તથા તેમાં સરંજામ સારી પેઠે ભરેલો હતો ખરો, પરંતુ લડાઈથી માત્ર દેશો હસ્તગત થઇને અમારો તેઓના ઉપર અમલ જારી થશે, એવું ફર્દિનાન્દ તથા ઇસાબેલ્લા માનતાં ન હતાં. પોર્તુગીઝ લોકોની ચાલ જોઇને તથા તે કાળમાં ધર્મસંબંધી ખોટા વિચાર હતા તેથી સ્પાનિઅર્દ લોકોનું એવું મત હતું કે, હરેક દેશનો પ્રથમ કબજો કરવામાં પોપની આજ્ઞા અવશ્ય જોઇએ. પોપને ઇસુખ્રિસ્તનો અવતાર જાણીને તેઓ એવું માનતા હતા કે પૃથ્વીમાં સર્વ રાજ્યો ઉપર અધિકાર ચલાવવાનો તેનોજ હક્ક છે. આ સમયે રોમ શહેરમાં છઠ્ઠો આલેક્ઝાન્દર નામે પોપ સિંહાસન ઉપર હતો, અને મનુષ્યને બટ્ટામાં લાવે એવા જે દુર્વિકાર તે સર્વ આ પોપમાં હતા. તે

ફર્દિનાન્દના મૂલકમાં જન્મ્યો હતો, અને પોતાના કુટુંબનું કલ્યાણ કરવા માટે તે જે લોભી યોજના કરતો હતો તે પાર પાડવામાં સ્પેન દેશની સહાયતા મળે માટે ત્યાંના રાજા તથા રાણીને સંતોષ કરવાને તે ઘણોજ ચહાતો હતો. જેણે કરીને દમડીભાર ખર્ચ ન થયો, તથા પોતાની સત્તા તથા હક્ક વધ્યાં, એવા ઉદારપણાથી પોપે પૂર્ણ અધિકારથી રાજા તથા રાણીને એવી બક્ષિશ કીધી કે કાફરોના જે મૂલક તમે શોધી કાઢેલાછે તથા હવે પછી જે શોધી કાઢો તે સર્વ હું તમારે સ્વાધીન કરૂંછું. વળી જે મોટા દેશો કિયે ઠેકાણે છે અથવા તેઓ પૃથ્વી ઉપર છે કે નહિ, એ વાત તેને કાંઈજ માલૂમ ન છતાં અથવા તેઓના ઉપર કાંઈ હક્ક ન છતાં પોપે એવું કહ્યું કે ઈસુખ્રિસ્તે જે મને અધિકાર આપ્યોછે તેની રૂએ હું તમને તે દેશો બક્ષિશ કરૂંછું. પોર્તુગાલ દેશના પાદશાહને પણ પોપે ઘણું કરીને ઉપરનીજ પેઠે દેશો બક્ષિશ કરવા બાબત સનદ પૂર્વે આપેલી હતી; અને હવે પોર્તુગીઝ તથા સ્પાનિઅર્દ લોકોમાં વાંધો ન પડે માટે પોપે એવું ઠરાવ્યું કે, આઝોરેસના બેટોની પશ્ચિમ તરફ ત્રણસેં મૈલ ઉપર એક કલ્પિત લીટી એક ધ્રુવથી બીજા ધ્રુવ સૂધી પહોંચે એવું માનવું, અને પછી પોપે એવું કહ્યું કે મારા પૂર્ણ અધિકારથી તે લીટીની પશ્ચિમ તરફના દેશો હું સ્પાનિઅર્દ લોકોને બક્ષિશ કરૂંછું, અનેતેની પૂર્વ તરફના દેશો પોર્તુગીઝ લોકોને ઈનામમાં આપુંછું. નવા દેશોમાં ખ્રિસ્તિ ધર્મ પ્રસારવાના હેતુથી ફર્દિનાન્દ પાદશાહે આ સનદ કરાવી લીધી, અને આલેક્ઝાન્દર પોપ એવું લખેછે કે મેં પણ એજ કારણ માટે આ સનદ કરી આપીછે. આ સ્તુતિપાત્ર કામમાં હું ઘણી ખુશીથી મહેનત લઉંછું એવું જણાવવા સારૂ પોપે કેટલાક સાધુઓને આજ્ઞા કીધી કે તમારે કોલમ્બસની સાથે નવા દેશોમાં જઈને ત્યાંના લોકોને ધર્મ સંબંધી ઉપદેશ કરવો. કાટાલોનિઆ-

નો રહેવાશી ફાદર બોઈલ નામે એક પ્રખ્યાત પાદરી હતો તેને સાધુઓનો ઉપરિ ઠરાવ્યો. કોલમ્બસની સાથે નવા દેશમાંથી જે લોકો આવ્યા હતા તેઓને ખ્રિસ્તિ ધર્મ વિષે કાંઈક જ્ઞાન થયાથી બાપ્તિસ્મા સંસ્કાર કરીને તે ધર્મમાં યથાવિધિ લીધા. આ ક્રિયા થતી વેળા પાદશાહ પોતે તથા શાહજાદો તથા દરબારના મોટા માણસો, એ સર્વ તેઓના ધર્મપિતા થયા. ખ્રિસ્તિધર્મી પુરૂષો-એ આ ઉપરથી મોટા હર્ષથી અનુમાન કીધું કે નવી પૃથ્વીમાં ખ્રિસ્તિ ધર્મનો સારો પ્રસાર થશે. પરંતુ આ બાબતમાં તેઓ-ની આશા સારી પેઠે પૂર્ણ થઈ નહિ.

ફર્દિનાન્દ અને ઈસાબેલ્લા એઓએ આ પ્રમાણે પૃથ્વીના મોટા ભાગ માંહેલા દેશો શોધી કાઢીને તેઓમાં પોતાનો અમલ બેસાડવા બાબત પોપની પાસેથી ઉપર કહેલી સુનદ જે તે કાળમાં ઘણી મજબૂત ગણાતી હતી તે મળી' એટલે તેઓને પોતાનાં વહાણો હંકારવાની આજ્ઞા આપવામાં કાંઈ અડચણ રહી નહિ. હવે કોલમ્બસ પોતાના શોધી કાઢેલા દેશોમાં પાછો જ-વાને તથા કીર્તિના જે વર્ત્તનક્રમનો એણે આરંભ કીધો હતો તે જારી રાખવાને ઘણો આતુર થઈ રહ્યો. સપ્ટેમ્બર મહિનાની ૨૫ મી તારીખે કાડિઝની ખાડીમાંથી તેણે વહાણો હંકાર્યાં, અને પાછો ગોમેરા આગળ થઈને તેઓની પ્રથમની સફર કરતાં દક્ષિણ તરફ વધારે હંકારી ગયો. આ માર્ગ પકડ્યાથી ઉષ્ણકટિ-બંધમાં જે એક સરખો પવન વાયછે તે કોલમ્બસનાં વહાણોને સારી પેઠે લાગુવા માંડ્યો, અને તેણે કરીને જે ટાપુઓ તેણે અગાઉ શોધી કાઢ્યા હતા તેઓની પૂર્વ દિશાએ ઘણેક અંતરે તેઓના કરતાં વધારે ટાપુઓનો સમુદાય હતો ત્યાં તેઓ જઈ પહોંચ્યા. ગોમેરા ટાપુથી નીકળ્યા પછી ૨૬ મે દિવસે તેને જમી-ન નજરે પડી. તે કારિબ્બી અથવા લીવર્દના બેટો માંહેલા એક

ટાપુનો કિનારો હતો. કોલમ્બસના ખલાશીઓ નવી પૃથ્વીના કોઈ પણ ભાગનો શોધ કરવાને ઘણા અધીરા થઈ રહ્યા હતા, માટે આ ટાપુઓનું નામ તેણે દી સિઆડા પાડ્યું. ત્યાર પછી દોમિનિકા, મારિગાલાન્તે, ગ્વાડાલૂપ, આન્ટિગા, સાન જુઆન દી પોર્તોરિકો, આ સર્વે બેટોમાં તથા વાયવ્ય કોણ તરફ તે જતો તે માર્ગે જે બીજા બેટો તેના જોવામાં આવ્યા તેઓ સર્વેમાં તે અનુક્રમે ગયો. જે લોકો વિષે ગ્વાકાનાહારી રાજાએ પૂર્વે કોલમ્બસને એવું કહ્યું હતું કે તેઓ ઘણાજ ક્રૂર અને નિર્દય છે તે લોકો આ સર્વ ટાપુઓમાં રહેછે એવું કોલમ્બસના દીઠામાં આવ્યું, અને એ રાજાએ એ લોકો વિષે જે વાત કહેલી હતી તે સઘળી અનુભવથી સાચી માલૂમ પડી. આ ટાપુમાંહેલા ટાપુઓમાં સ્પાનિઅર્દ લોકો ઊતરવા ગયા ત્યારે ત્યાંના લોકોએ પોતાનું શૂરાપણું તથા લડાઈના હુનરમાં ખબરદારી બતાવીને તેમની ખાતરજમા કરી આપી. આ દુષ્ટ લોકો પોતાના હાથમાં આવેલા શત્રુઓને મારી નાંખીને તથા તેમના માંસનું ભક્ષણ કરીને જે હાડકાં રહેવા દેતા હતા તે હાડકાં તેઓના મુકામ આગળ સ્પાનિઅર્દ લોકોના દીઠામાં આવ્યાં. તા૦ ૨૭ નવેંબર.

નવા દેશોમાં રહેલા સ્પાનિઅર્દ લોકો શી અવસ્થામાં છે તે જાણવાને કોલમ્બસ ઘણો આતુર હતો, તથા જે ચીજનો ત્યાં ખૂટકો પડ્યો હશે એવું તેને લાગતું હતું તે સર્વે પહોંચાડવાની તેને ઘણી ચિંતા હતી, માટે ઉપર કહેલા કોઈ ટાપુમાં તેણે મુકામ ન કરતાં હિસ્પાન્યોલા તરફ પોતાનાં વહાણો હંકાર્યાં. પૂર્વે કહેલુંછે કે નેવિદાદ કિલ્લામાં કોલમ્બસ આરાડોના હાથ નીચે આડત્રીસ માણસો મૂકીને ગયો હતો. હવે જ્યારે કોલમ્બસ આ ઠેકાણા પાસે પાછો આવ્યો ત્યારે પોતાનું કોઈજ આદમી ન દેખતાં તે ઘણોજ ગભરાયો; પણ વળી મનમાં આશા રાખતો હતો કે હમણા

તેઓ મોટી ખુશીથી પોતાના સ્વદેશીઓને તેડવાને આવશે. તેઓ સલામત હશે કે નહિ, તથા તેઓનું શું થયું હશે, એ વિષેની પૂર્ણ ચિંતામાં તે કિનારા ઉપર ઊતર્યો. ત્યાંના રહેવાશીઓ જેઓની પાસેથી કોલમ્બસને આ વિષેનું વર્ત્તમાન મળત, તેઓ તો આ વહાણો આવતાં જોઈને નાશી ગયા હતા; પણ ત્યાં જે કિલ્લો બાંધેલો હતો તે હમણા ભાંગેલો જોયાથી, તથા ફાટાં તૂટાં વસ્ત્ર, ભાંગેલાં શસ્ત્રો તથા વાસણો તે કિલ્લાની પાસે પડેલાં જોઈને કોલમ્બસ આદિ લેઈને સર્વ જણાઓએ ધાર્યું કે આપણા સ્વદેશીઓનો નિઃસંશય પ્રાણઘાત થયો હશે. આ શોકકારક ચિન્હો જોઈને સ્પાનિઅર્દ લોકો પોતાના દેશીઓને માટે વિલાપ કરતા હતા, એટલામાં તેમની આગળ ગ્વાકાનાહારી પાદશાહનો એક ભાઈ આવી પહોંચ્યો. કોલમ્બુસે પોતે આ ટાપુ છોડ્યા પછીનું સવિસ્તર વર્ત્તમાન આ પુરૂષ પાસેથી પૂછી લીધું, તે ઉપરથી એવું દીસેછે કે આ ભોળા ઇન્દિઅન લોકો સ્પાનિઅર્દને પરલોકી પુરુષ જાણીને જે પ્રથમ માન આપતા હતા તે હળવે હળવે તેઓની સાથે ઘણો સહવાસ થયાથી કમતી થવા લાગ્યું. વળી સ્પાનિઅર્દ લોકોના અવિચાર તથા બદચાલને લીધે ત્યાંના લોકો તેઓને હલકા ગણવા લાગ્યા. અને તે લોકોની ખાતરજમા થઈ કે જે પ્રમાણે મનુષ્યમાં નાના પ્રકારની અપેક્ષા, નિર્બળતા અને વિકાર હોયછે, તેજ પ્રમાણે એઓમાં પણ છે. એ લોકોનો અધિકારી રોબવાળો માણસ એવો જે કોલમ્બસ તે ગયો એટલે નવા સરદારનો તેઓએ કાંઈજ ભાર રાખ્યો નહિ. કોલમ્બસે જે સારો ઉપદેશ કીધો હતો તે ઉપર કાંઈજ લક્ષ ન દેતાં, સર્વે જણા આપઅખતિઆરી થઈ પડ્યા, અને કોઈની દહેશત ન રાખતાં જેમ પોતાની મરજીમાં આવે તેમ કરવા લાગ્યા. આ જૂલમગાર અને દુર્વ્યસની સ્પાનિઅર્દ લોકોએ ત્યાંનાં બઇરાંઓની

સાથે જોર જૂલમથી વ્યભિચાર કીધો હતો, તથા તે લોકોનાં સુવર્ણ તથા ખોરાક એ સર્વ લૂંટી લીધાં હતાં. તેઓએ છૂટા છૂટા થઈ જઈને તે ટાપુમાં સર્વ ઠેકાણે જૂલમનો પ્રસાર કરી લોકોને તુચ્છ ગણીને દુઃખ દીધું હતું. ત્યાંના લોકો નમ્ર તથા ગરીબ હતા ખરા, પરંતુ જ્યારે આ દુષ્ટ લોકો તેઓને આ પ્રમાણે નિષ્કારણ દુઃખ દેવા લાગ્યા, ત્યારે તેમનાથી તે સહન થઈ શક્યું નહિ અને તેણે કરીને છેવટ તેઓ સર્વે હિમ્મત પકડીને સામે થયા. સિબાઓ દેશમાં ઘણું સુવર્ણ હતું તે ઉપરથી સ્પાનિઅર્ડ લોકો ઘણું કરીને ત્યાં જઈને લૂંટફાટ કરતા હતા, માટે જ્યારે તે દુષ્ટ લોકો પોતે કાંઈજ ન કીધું હોય એવા નિશ્ચિતપણાથી ફરતા હતા એટલામાં, ત્યાંના પાદશાહે એકાએક છાપો મારીને, તેઓમાંના કેટલાએકને મારી નાંખ્યા. ત્યારપછી તે રાજાએ પોતાના આદમીઓને એકઠાં કીધા, અને તે લોકોના કિલ્લાને ઘેરો ઘાલીને તેને આગ લગાડી. કેટલાક સ્પાનિઅર્ડ લોકો તે કિલ્લાનું રક્ષણ કરતાં કપાઈ ગયા, અને બાકી રહેલા પોતાના જીવ બચાવવાના પ્રયત્નમાં ખાડી તરતાં ડૂબી મુઆ. ગ્વાકાનાહારી પાદશાહસાથે તેઓ ઘણી નઠારી રીતે ચાલ્યા હતા, તોપણ તે તેઓ ઉપરથી ભક્તિ ન ઊતારતાં ઊલટો લડાઈમાં તેઓને સહાય થયો; અને તેઓનું રક્ષણ કરતાં તેને એક જખમ લાગ્યો માટે તેનાથી અત્યાર સૂધી ઊઠાતું ન હતું.

સ્પાનિઅર્ડ લોકો ગ્વાકાનાહારી રાજાના પ્રમાણિકપણા વિષે જે વહેમ લાવતા હતા તે આ વર્ત્તમાન ઉપરથી કાંઈ કમી થયો નહિ; પણ કોલમ્બસે વિચાર્યું કે એ બાબતમાં સારી પેઠે ચોકશી કરવાનો આ સમય નથી, માટે તેના કેટલાક કારભારીઓએ ગ્વાકાનાહારીને કબજ કરવાની, તથા તેની રૈયત ઉપર હૂમલો કરીને પોતાના દેશીઓને મારી નાંખ્યા તેનું વૈર લેવાની જે સલાહ

આપી, તે કોલમ્બસે નામંજૂર કીધી. તેણે એવું કહ્યું કે આ દેશમાં વસ્તી કરવાનો આપણોજે ઈરાદો છે, તે પ્રમાણે થવામાં કાંઈ હરકત ન પહોંચે, માટે અહિંયાંના કોઈ પણ રાજા સાથે આપણે મિત્રાઈ કરી રાખવી જોઈએ, અને એવી કવેળાએ જો આપણે તેઓને જોર બતાવીશું તો તેથી કાંઈજ ફાયદો ન થતાં, તે લોકો એકઠા થઈને આપણને ભારે જોખમમાં નાંખશે. પૂર્વે થયેલા દુઃખનું વેર લેવાની ખટપટમાં ન પડતાં, આગળ દુઃખ ન થવા દેવા વિષેની કોલમ્બસે ખબરદારી રાખી; તેણે એક વિશાળ અખાતના કિનારા પાસેના મેદાન ઉપર શહેર બનાવવાનો ઈરાદો કીધો, અને ત્યાં નવિદાદના કરતાં વિશેષ સુખકારક અને વિસ્તીર્ણ જમીન પસંદ કીધી. આ જમીન ઉપર શહેર બાંધવાનો તેણે નકશો કીધો, અને પોતાના સર્વ સાથીઓનું રક્ષણ થાય એવું જે આ કામ, તે ઉપર સઘળા સ્પાનિઅર્દ લોકોને તેણે પોતાના અધિકારથી લગાડ્યા. તેણે કરીને થોડાક કાળમાં તેઓ સર્વની મહેનતથી, રહેવા જોગ તથા સંરક્ષક ઘરો તથા કોટ તૈયાર થયાં. પોતાને આશ્રય આપનારી કાસ્તીલની જે રાણી, તેને માન આપવા માટે કોલમ્બસે આ નવા શહેરનું નામ ઈસાબેલ્લા પાડ્યું. યૂરોપીઅન લોકોએ પશ્ચિમ મહાદ્વીપમાં જે શહેરો વસાવ્યાં તેઓ સર્વમાં આ પ્રથમ વસેલું શહેર છે.

જે દેશમાં ખેતી ચાલતી નથી ત્યાં નવાં શહેરો વસાવવામાં જે હરકત તથા ઈજા પડેછે, તે આ અગત્યનું કામ કરવામાં કોલમ્બસને પડી એટલુંજ નહિં, પણ તેથી મોટી ઈજા, તેના માણસોના આળસુ સ્વભાવ, અધૈર્ય અને બેકેદીને લીધે, તેને પડી. સ્પાનિઅર્દ લોકો જેઓનો જાતિસ્વભાવ સુસ્ત હતો, તેઓ આ ગરમ હવામાં આવ્યાથી વધારે સુસ્ત થવા માંડ્યા. કોલમ્બસની સા-

થે આવેલા લોકોમાં ઘણાખરા સારા ગૃહસ્થો હતા, તેઓને મહેનત કરીને શરીરને કષ્ટ આપવાનો મહાવરો નહતો. નવા દેશોમાં પહેલી સફર કરી આવેલા સ્પાનિઅર્દ લોકોએ તે સ્થળોનું અતિશયોક્તિથી વર્ણન કીધું હતું, અથવા કોલમ્બસે સ્પેનમાં જઈને ભૂલથી એવું કહ્યું હતું કે, માર્કોપોલોએ જે સિપાંગો દેશ વિષે લખેલુંછે તે, કિંવા સોલોમન રાજાએ જે ઓફિર દેશમાંથી ઘણીજ દોલત મેળવીને પોતાના રાજ્યમાં પ્રસારી તે બે માંહેલો એક આ મારો શોધી કાઢેલો દેશ હશે. એ કારણ ઉપરથી ઉપર કહેલા ગૃહસ્થો લલચાઈને આ મોટી સફરમાં કોલમ્બસની સાથે નીકળ્યા હતા. પ્રથમ તેઓ એવી ઉમેદ રાખતા હતા કે નવા દેશોમાંથી શ્રમ વિના સુવર્ણ મળશે; પરંતુ હવે અનુભવથી તેઓના જાણ્યામાં આવ્યું કે, અહિંયાંથી તે પદાર્થ મેળવવાને ઘણા દિવસ તથા મહેનત જોઈએ, અને વળી તે મળશે કે નહિ એ વાતનો કાંઈ નિશ્ચય નથી. તેઓની ઉપર કહેલી સ્વપ્નવત્ આશાનો ભંગ થતાં તેઓએ હિમ્મત છોડી દીધી, અને સર્વેનાં મનમાં અસંતોષ ઉત્પન્ન થયો. તેઓમાં હિમ્મત આણવા માટે કોલમ્બસે તેઓને કહ્યું કે, આ દેશની જમીન કેવી રસાળ છે, તથા અહિંયાં ઘણેખરે ઠેકાણેથી સોનાના નમૂના નિત્ય કેવા આવેછે તે જુઓ; પરંતુ તેનું આ કહેવું ખાતરમાં ન લાવતાં, તે લોકો કહેવા લાગ્યા કે, અહિંયાં ધાન્ય પાકે ત્યાંસુધી અમારાથી સબૂર કરાય નહિ, અને સુવર્ણ તો અહિંયાં ઘણુંજ થોડું મળેછે. સર્વ જણાની પ્રીતિ કોલમ્બસ ઉપરથી ઉતરી ગઈ, અને તેઓએ એકદિલ થઈને તરકટ ઊઠાવ્યું તેણે કરીને કોલમ્બસનો જાન જાત અને આ નવી વસ્તી થવામાં મોટો ધોકો લાગત; પરંતુ તે પુરૂષનું મોટું ભાગ્ય કે એ તરકટ તેને માલૂમ પડ્યું. તરકટના આગેવાન લોકોને પકડીને તે માંહેલા કેટલાએકને તેણે શિક્ષા

કીધી, અને સામાન ભરીને તે પોતાની સાથે જે વહાણો લાવ્યો હતો તે માંહેલાં બાર વહાણો સ્પેન દેશમાં પાછાં રવાને કીધાં તે મધ્યે બાકી રહેલા તરકટના ઊઠાવનાર આગેવાન લોકોને કેદની શિક્ષા કરીને મોકલ્યા અને બીજા આદમી તથા ભાથું મંગાવવા વિષે તેણે દરબારને અરજી કીધી.

નિરુદ્યોગી રહ્યાથી માણસને પોતાની નાઉમેદની વાત વારે ઘડિયે યાદ આવ્યાં કરેછે, અને તેણે કરીને તેને કોઇ વાતમાં સુખ લાગતું નથી; પોતાના માણસોનાં મનમાંથી એવા

ઈ૦ સ૦ ૧૪૯૪

અસંતોષી વિચાર કાઢી નાંખવા માટે કોલમ્બસે તે દેશના માંહેલા ભાગમાં કેટલીક સવારીઓ કરવાનો ઇરાદો કીધો. તેના સાંભળ્યામાં એવું આવ્યું હતું કે સિબાઓ પ્રાંતમાં સોનું ઘણુંજ મળેછે, માટે તેણે આલોન્સો દિ ઓજીડા જે ચપળ અને શૂરો પુરુષ હતો, તેને લશ્કરના એક ભાગનો સરદાર બનાવીને તે પ્રાંતમાં મોકલ્યો, અને પછી કોલમ્બસ પોતે મોટી ફોજ લઇને ત્યાં ગયો. લોકોના ઉ-

તા૦ ૧૨ મી માર્ચ.

પર પોતાની ધાક બેસાડવા માટે કોલમ્બસે પોતાના લશ્કરની ઘણા દબદબાથી કવાયત દેખાડી. તેની સવારીમાં નિશાનો ઊડતાં હતાં, રણવાદ્ય વાગતાં હતાં તથા થોડાક ઘોડેસવાર હતા. તે સવાર કોઇ વખત લશ્કરની આગળ અને કોઇ વખત તેની પાછળ રહીને કવાયત કરતા. સ્પાનિઅર્ડ લોકો પશ્ચિમ મહાદ્વીપમાં ગયાની પૂર્વે ત્યાંના લોકો જનાવરોને પાળી જાણતા ન હતા, તથા ત્યાં ઘોડાઓની ઉત્પત્તિ ન હતી, માટે જનાવરોને તાબે કીધાથી માણસનું કેટલું બળ વધેછે, એ વિષેનું તેઓને કાંઇજ જ્ઞાન ન હતું. ઘોડાઓ પૂર્વે કોઇ વખત તેઓના દીઠામાં આવ્યા ન હતા, માટે એ પશુઓને જોઇને તેઓનાં મનમાં

મોટું ભય તથા સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયું. તેઓ એવું ધારવા લાગ્યા કે, આ જનાવરો તર્કશક્તિક પ્રાણીઓ હશે. તેઓને એમ લાગ્યું કે ઘોડો તથા સવાર એ બે મળીને એકજ જનાવર છે. તેની ત્વરા તથા સામર્થ્ય જોઈને તેઓ ઘણુંજ આશ્ચર્ય પામ્યા, અને તેઓને ભાસ્યું કે, આ પ્રાણીનો કોઈથી પરાજય થાય નહિ. પોતાનું સામર્થ્ય દેખાડીને તેઓનાં મનમાં ભય ઉત્પન્ન કર્યા પછી, જેણે કરીને તે લોકોની પ્રીતિ તથા વિશ્વાસ સંપાદન થાય, તે યુક્તિ કરવામાં પણ કોલમ્બસ ચૂક્યો નહિ. તેણે તેઓની સાથે સર્વ વ્યવહાર પ્રમાણિકપણાથી તથા વાજબી રીતે કીધો, અને પ્રત્યેક પ્રસંગે તેઓના ઉપર દયા તથા મહેરબાની દેખાડી. સિબાઓ પ્રાંત વિષે કોલમ્બસને પૂર્વે જે વર્તમાન મળ્યું હતું તે હવે અનુભવથી ખરૂં માલૂમ પડ્યું. તે પ્રાંતની જમીન પહાડી તથા પડતર હતી; પરંતુ ત્યાંનાં સર્વ નદી નાળાંમાંથી સોનાની ધૂળ અથવા કણ મળતા હતા, અને તેમાંના કેટલાક કણ ઘણા મોટા હતા. ખાણો ખોદીને ઇન્દિઅન લોકોએ કોઈવેળા સોનું કાઢ્યું ન હતું. જમીન ખોદીને ધાતુના પથ્થરમાંથી ધાતુનું શોધન કરવાના ગૂંચવણ ભરેલા તથા શ્રમના કામમાં જે તર્ક અને ઉદ્યોગ અવશ્ય જોઈએ તે તેઓમાં ન હતા. વળી સોનું તેઓમાં કાંઈ ઘણું પંકાતું ન હતું, તેણે કરીને તે ધાતુ કાઢવામાં તેઓને પોતાની બુદ્ધિ તથા કળાનો ઉપયોગ કરવાની કાંઈ પ્રવૃત્તિ ન હતી. ઉષ્ણકટિબંધમાં વરસાદ ઘણો પડેછે, તેણે કરીને ત્યાંના દેશોના પહાડો ઉપરથી સોનાની રજો ધોવાઈને નીચે આવતી હતી તે તથા નદીનાં પાત્રમાંથી જે થોડું સોનું મળતું તે સિવાય બીજી તરેહથી એ ધાતુ મેળવવાનું તેઓમાં જ્ઞાન ન હતું. ઉપર કહેલાં ચિન્હો ઉપરથી સ્પાનિઅર્દ લોકોનાં મનમાં નિશ્ચય થયો કે આ પૃથ્વીમાં સોનું ઘણું છે, અને તે જલદીથી હાથમાં આવશે એવી તેઓની આશા થઈ. આ માતબર પ્રાંત હસ્તગત કરી લેવાના

ઇરાદાથી કોલમ્બસે ત્યાં એક નાનો સરખો કિલ્લો બાંધ્યો. કોલમ્બસના કેટલાક અવિશ્વાસુ સાથીઓ એવું કહેતા હતા કે, જ્યાંસૂધી અમે સોનાને હાથમાં લઇને તપાશી જોઇએ ત્યાંસૂધી આ દેશમાં એ ધાતુ મળેછે તે વાત કદાપિ અમે માનવાના નહિ, માટે તેઓની ઉપહાસ્યતા થાય એવા હેતુથી કોલમ્બસે તે કિલ્લાનું નામ સેંત ટોમાસ પાડ્યું.

નવી વસ્તીમાં રહેનાર સ્પાનિઅર્દ લોકોના ઉપર નાના પ્રકારનાં દુઃખ પડ્યાથી તેઓ નિરાશ થઇ ગયા હતા, એવે સમયે સિબાઓ દેશમાં ઘણું સોનું મળવા વિષેનાં ચિન્હની ખબર તેઓના સાંભળ્યામાં આવ્યા ઉપરથી તેઓને કાંઇક હિમ્મત આવી. જે ભાથું તેઓ યૂરોપથી લાવ્યા હતા તે માંહેલું ઘણુંખરૂં ખપી ગયું હતું; અને બાકી રહેલું ભાથું ત્યાંની હવાની ગરમી તથા ભીનાશને લીધે બગડી જઇને નિરુપયોગી થઇ ગયું હતું. ત્યાંના રહેવાશીઓને ખેતીવાડીના કામમાં ઘણુંજ થોડું જ્ઞાન હતું તથા જમીન પણ થોડી ખેડતા હતા, માટે થોડા પાકને લીધે તેઓથી પોતાનુંજ ગુજરાન પૂરૂં થઇ શકતું ન હતું. ઇસાબેલ્લા શહેરમાં રહેલા સ્પાનિઅર્દ લોકોને જમીન સારીપેઠે સાફ કરીને ધાન્ય વાવવાની ફુરસદ ન હતી માટે તેઓને ઘણું ધાન્ય મળી શક્યું નહિ. આ સર્વે કારણો ઉપરથી તેઓને પોતાનો ખોરાક કમતી કરવાની ફરજ પડી, તથા એવી દહેશત લાગવા માંડી કે, હવે અમે ભૂખે મરી જઇશું. ઉષ્ણકટિબંધમાં તથા જે દેશોનાં જંગલમાંથી ઝાડીઓ કાપી નાંખી નથી, તથા જ્યાંની જમીનને સાફ કરેલી નથી અને જ્યાં નદીનાં પાણીને લોકો અટકાવ કરતા નથી, ત્યાં નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાયછે, તે સઘળા રોગો તેઓમાં પ્રસરવા માંડ્યા. એવા ભારે આજાર તેઓના અનુભવમાં કોઇ દિવસ આવ્યા ન હતા, માટે તેઓનાં ભયંકર ચિન્હો જોઇને

તેઓ મોટી દહેશત પામવા લાગ્યા, અને કોલમ્બસ તથા તેની પ્રથમની સફરના સોબતીઓ વિષે માઠું બોલીને એવું કહેવા લાગ્યા કે, આ લુચ્ચા લોકોએ કપટથી હિસ્પાન્યોલા વિષે મોટી મોટી વાતો કહીને આપણને લાલચમાં નાંખ્યા,તથા સારા સ્પેન દેશમાંથી આ જંગલી ઊજડ દેશમાં લાવ્યા, તેથી આપણે અહિંયાં અજાણ્યા રોગથી અથવા ભૂખથી મરી જઇશું. કેટલાક અમલદારો તથા બીજા મોટા માણસો એવા ફિતૂરી લોકોને ઠપકો ન દેતાં, ઊલટા તેઓની સાથે સામિલ થયા. તેઓની સાથે પાદ્રે બોઇલ નામે જે મોટો પાદરી આવ્યો હતો તે તો ઘણોજ ઉત્પાત તથા તોફાન કરવા લાગ્યો. તેઓને શાંત પાડીને પાછા તાબે કરી લેવામાં કોલમ્બસને પોતાના અધિકાર તથા ચાતુર્યનો ઘણો ઉપયોગ કરવો પડ્યો. આ કારણ માટે કોઇ વેળા તે ધમકી બતાવે, અને કોઇ વખતે લાલચ બતાવે. ચિન્હો ઉપરથી માલૂમ પડેછે કે, સિબાઓ દેશમાંથી એટલું સોનું મળશે કે તેણે કરીને તમે તમારાં આગળનાં દુઃખ તથા નાઉમેદી વીસરી જશો, એવા દિલાસા ભરેલાં વચનો કોલમ્બસના મ્હોમાંથી સાંભળીને તેઓનાં મનમાં ઘણી અસર થઇને તેઓને ધીરજ આવી.

પોતાના માણસો તે ટાપુમાં એકલા મૂકી જવાય એવા મેળાપ તથા વ્યવસ્થા તેઓમાં કોલમ્બસે મોટા શ્રમથી કીધાં; ત્યારપછી, જે નવા દેશો તેણે શોધી કાઢ્યા હતા તે પૂર્વે જાણેલા દેશો સાથે લગતા છે, કે તેઓ કોઇના જોયામાં ન આવેલા ખંડનો ભાગ છે, એ વાતનો નિશ્ચય કરવાના હેતુથી તેણે પોતાનો શોધ જારી રાખવાનો ઠરાવ કીધો. પોતાની ગેરહાજરીમાં આ દેશનું રાજ્ય ચલાવવા માટે કોલમ્બસે પોતાના ભાઈ નામે દોન દીએગોને મુકરર કીધો, અને તેની મદદને સારૂ કેટલાક સરદારોની સભા ઠરવી. કેટલાક સિપાઇઓને તેણે દોન પેદ્રો

માર્ગારીતાને સ્વાધીન કીધા, અને તે પુરુષને હૂકમ કીધો કે, તેઓને સાથે રાખીને આ ટાપુના જુદા જુદા ભાગોમાં ગયાં કરવું, તથા અહિંયાંના લોકો ઉપર અમલ સ્થાપવાનો હરેક રીતે પ્રયત્ન કરવો. પોતાના માણસોએ શી રીતે ચાલવું, એવિષે સારીપેઠ શીખામણ આપ્યા પછી, તે પોતાની સાથે એક વહાણ

તા૦ ૨૪ એપ્રિલ.

અને બે હોડીઓ લઈને એપ્રિલ મહિનાની ૨૪ મી તારીખે ત્યાંથી ઊપડ્યો. લાંબી સફરમાં ખલાશીઓને જે જે દુઃખ પડેછે તે સર્વ દુઃખનો અનુભવ કોલમ્બસને પાંચ મહિનાની આ કંટાળા ભરેલી સફરમાં થયો, અને એ લાંબી સફર કરવાથી તેને જમૈકા બેટ સિવાય બીજો કાંઈ અગત્યનો શોધ લાગ્યો નહિ. કૂબા બેટના દક્ષિણ કિનારાની બાજૂએ કોલમ્બસ કેટલેક દૂર ગયો, ત્યારપછી અગણિત ટાપુઓ જે પાસે પાસે હતા, તેઓની વચ્ચેની ગલીકૂંચીઓમાં તેનાં બારકસ આવી ફસ્યાં. એ ટાપુઓનું નામ તેણે રાણીનો બાગ પાડ્યું. એ ખડક તથા ખરાબાવાળા અજાણ્યા માર્ગમાં કોલમ્બસને મ્હોનો પવન તથા ભયંકર તોફાન નડ્યાં, અને ઉષ્ણ કટિબંધમાં જે વીજળી અને ગરગડાટ ઘણું કરીને થાયછે તેનો પણ અનુભવ થયો, તેણે કરીને તેને મોટી ધાસ્તી પેદા થઈ. છેવટે વહાણમાં ભાથું ખૂટી ગયું, અને ખલાશીઓ ભૂખ તથા થાકને લીધે અશક્ત થઈ ગયા, માટે તેઓ ખડબડાટ કરીને કોલમ્બસને ધમકી દેવા લાગ્યા, અને તેના જીવનો ઘાત કરવાને તૈયાર થઈ રહ્યા. કોલમ્બસના ઉપર એવા નાના પ્રકારનાં સંકટ આવી પડ્યાં, તેથી હમેશ જાગતા રહીને જે જે બને તે પોતાની નજરે જોવાની તથા પોતે જે હૂકમ કરે તે અમલમાં આવેછે કે નહિ, તે વિષે તપાસ કરવાની તેને ફરજ પડી. નૌકાશાસ્ત્રમાં કોલમ્બસની જે, કુશળતા હતી તથા વહાણ-

ના કામમાં જે તેને માહિતગારી હતી, તેઓનો ઉપયોગ આગળ એટલો કોઇ વખત પડ્યો ન હતો, અને તેણેજ કરીને તેની સાથેના સર્વે માણસોનો બચાવ થયો. કોલમ્બસનું શરીર જન્મથી બળવંત હતું, પણ પોતાની જાતે અતિશય મહેનત લીધાથી તથા મનમાં તેણે ઘણોજ અંદેશો કીધો તેથી, તેનું શરીર અશક્ત થઈ જઈને તેને તાવ આવ્યો, અને ત્યારપછી તેને ઝાંપ આવી તેણે કરીને તેની શુદ્ધિ તથા સ્મરણશક્તિ જતી રહી અને તે મરતો મરતો બચ્યો.

તા૦ ૨૭ મી સપ્ટેંબર.

પરંતુ હિસ્પાન્યોલા બેટમાં ઇસાબેલ્લા કરીને શાહેર છે ત્યાં કોલમ્બસ પાછો આવ્યો ત્યારે તેણે પોતાના ભાઈ બાર્થોલોમેઓને જોયો, તેણે કરીને તેને ઘણો આનંદ થયો. કોલમ્બસની પ્રકૃતિને આરામ થયો તે ઘણું કરીને આજ કારણ ઉપરથી થયો. આ બે ભાઈઓની બુદ્ધિ ઘણું કરીને સરખીજ હતી, તેથી તેઓમાં પરસ્પર સ્નેહ ઘણો રહેતો હતો. તેઓનો તેર વર્ષ સૂધી વિયોગ રહ્યો હતો તે અરસામાં તેઓમાં કાગળ પત્રથી વ્યવહાર ચાલ્યો ન હતો. ઇંગ્લાન્દના પાદશાહ સાથે બંદોબસ્ત કર્યાપછી બાર્થોલોમેઓ ફ્રાન્સમાં થઇને પાછો સ્પેન દેશ જવા સારૂ નીકળ્યો હતો. માર્ગમાં પારિસ શાહેરમધ્યે તેણે પોતાના ભાઇએ પહેલી સફરમાં જે અલૌકિક શોધો કીધા હતા તેનું વર્તમાન સાંભળ્યું, અને વળી એવું પણ સાંભળ્યું કે તે બીજી મોટી સફર કરવાની તૈયારીમાં છે. બાર્થોલોમેઓએ પોતાના ભાઈને મળવાં માટે તાકીદથી મુસાફરી કીધી; પરંતુ તે સ્પેન દેશમાં પહોંચ્યો તેની પૂર્વે કોલમ્બસે ત્યાંથી હિસ્પાન્યોલા જવા માટે ઊપડી ગયેલો હતો. જે પુરૂષે પોતાની બુદ્ધિએ કરીને તથા મહત્કર્મેથી મોટી આબરૂ મેળવી હતી, તે પુરુષના આ પાસેના સગાની મુલાકાત સ્પેન દેશના રાજા રાણી-

એ યથાયોગ્ય સત્કારથી લીધી. કોલમ્બસને બાર્થોલોમેઓની મુલાકાત થયાથી ઘણોજ હર્ષ થશે, એવું જાણીને આ રાજા રાણીએ તેને સમજાવીને કહ્યું કે ખોરાક ભરીને ત્રણ વહાણો ઇસાબેલ્લા શહેર જાયછે તેના નાખુદા થઇને તમે જાઓ. આ પ્રમાણે બાર્થોલોમેઓએ કીધું.

ભારે રાજ્યકારભાર ચલાવવામાં મદદ આવે તથા સારી સલાહ આપે એવા મિત્રની જે સમયે કોલમ્બસને ઘણીજ ગરજ હતી તે સમયે બાર્થોલોમેઓ ત્યાં પોતાના ભાઈની પાસે જઈ પહોંચ્યો. સ્પેન દેશથી જે નવું ભાથું આવ્યું તે એટલા થોડા દિવસ ચાલે એવું હતું કે સ્પાનિઅર્દલોકોનાં મનમાંથી દુકાળની દહેશત ગઈ ન હતી; વળી તેઓનું સારી પેઠે ગુજરાન ચાલે એટલું ધાન્યપણ તે ટાપુમાં હજી સુધી પાક્યું ન હતું. પાછો દુકાળ પડવાની દહેશતના કરતાં તેઓનાં મનમાં જે બીજી એક મોટી દહેશત ઉત્પન્ન થઇ તે ઉપર જલદીથી લક્ષ દેવું પડયું. શોધ કરવાની સફર માટે કોલમ્બસ તે ટાપુમાંથી નીકળ્યો, ત્યારપછી થોડાક કાળમાં માર્ગારીતાના હાથ નીચેના સિપાઈઓ તાબામાં ન રહેતાં, તથા કોલમ્બસની દુરંદેશી શીખામણ પ્રમાણે ન ચાલતાં, નાની નાની ટોળીઓ કરીને તે ટાપુના જુદા જુદા ભાગોમાં ભટકવા લાગ્યા, અને ત્યાંના લોકો ઉપર મનમાં આવે તેમ જૂલમ કરીને, તેઓના ખોરાકનો બિગાડ તથા તેઓનાં બઈરાંને પકડીને તે બિચારાં નિર્દોષી પ્રાણીઓ ઉપર અતિશય જૂલમ કરવા, તથા એ સિવાય બીજા એવા પ્રકારનાં કામ કરવા લાગ્યા કે, કોઈ કહેશે કે તેઓના માથા ઉપર અટકાવ કરનાર કોઈજ નથી.

ત્યાંના લોકોને અત્યાર સુધી એવી આશા હતી કે, સ્પાનિઅર્દ લોકો પોતાની મેળેજ પાછા પોતાને દેશ જશે અને તેથી આપણાં દુઃખનો અંત આવશે, એવું સમજીને તેઓ કાંઈજ ન

બોલતાં, પોતાનું મન વાળીને સર્વ દુઃખ સહન કરી રહ્યા, પણ હવે તેઓના જાણ્યામાં આવ્યું કે, આ લોકોના તાબામાં રહીને અપાર દુઃખ નિરંતર ખમવું પડશે. સ્પાનિઅર્દ લોકોએ ત્યાં એક શહેર બાંધીને તેની આસપાસ કોટ કરી લીધો હતો, ઘણેક ઠેકાણે કિલ્લા બાંધ્યા હતા, અને કેટલાંક ખેતરોની આસપાસ વાડ બાંધીને તેઓ માંહે ધાન્ય વાવ્યું હતું. એ સર્વ કારણ ઉપરથી એવું સ્પષ્ટ દીસેછે કે, સ્પાનિઅર્દ લોકો માત્ર જોવાના હેતુથી એ દેશમાં ગયા ન હતા; પરંતુ ત્યાં વસવાનો તેઓનો ઈરાદો હતો. સ્પાનિઅર્દ લોકો ઘણા થોડા હતા ખરા, પરંતુ ત્યાંના જંગલી લોકોને ખેતીવાડીના કામમાં ઘણું થોડું જ્ઞાન હતું, તથા તે લોકોના ખપના કરતાં ધાન્ય વધારે પાકતું ન હતું, માટે આ પરદેશી લોકોને ધાન્ય આપવાની તેઓને ઘણી મુસીબત પડતી હતી. તેઓ સુસ્તી તથા આળસમાં પોતાના દિવસ કાઢતા હતા. ત્યાંની ઉષ્ણ હવાથી લોકો અશક્ત થઈ જતા હતા; તેઓનાં શરીર જન્મથીજ નબળાં હતાં, અને ઘણો શ્રમ કરવાની તેઓને ટેવ ન હતી, માટે તેમને ઘણોજ થોડો ખોરાક બસ થતો હતો. આ લોકોને કોઇ તરેહનો ઘણો વિચાર કરવો પડતો ન હતો તથા ઘણી મહેનત કરવી પડતી ન હતી, તેથી તેઓને કાંઈ થાક લાગતો ન હતો, અને થોડાક મકાઈ દાણાની અથવા કાસાદા નામે કંદમૂળની રાકી રોટલીથી તેઓની ભૂખ શાંત થતી હતી. સઘળા યૂરોપી લોકોમાં સ્પાનિઅર્દ લોકો ઘણાજ મિતાહારી હતા, એવું છતાં આ નવા દેશના લોકો તેઓને અત્યાહારી ગણવા લાગ્યા. એક સ્પાનિઅર્દને ઘણાક ઇન્દિઅન લોકોના જેટલું ખાવાને જોઈતું હતું. સ્પાનિઅર્દ લોકોનો ખોરાક જોઇને તેઓ ઘણાજ તાજુબ થયા, અને વિચારવા લાગ્યા કે, એ લોકોની ભૂખનો કાંઇ પાર નથી. વળી તેઓએ એવી કલ્પના

કીધી કે, એ લોકોને પોતાના દેશમાં પૂરો ખોરાક ન મળ્યો માટે અહિંયાં ખોરાક શોધવાને આવેલાછે. પોતાનું રક્ષણ કરવા માટે તેઓ એવું ઇચ્છવા લાગ્યા કે, ધાન્યનો નાશ કરનાર આ જૂલમગાર પરદેશી લોકો અહિંમાંથી વહેલા વિદાય થાય તો સારૂં. તેઓ અત્યાર સૂધી એવી આશા રાખતા હતા કે, સ્પાનિઅર્દ લોકો પોતાની ખુશીથી પાછા જશે. તેઓને એવું માલૂમ પડ્યું કે, હવે જો આપણ સર્વે એકદિલ થઇને હિમ્મતથી એ ભયંકર શત્રુઓ ઉપર હૂમલો કરીને જે પ્રાંતોનો તેઓએ જૂલમથી કબજો કીધોછે, ત્યાંથી તેઓને દૂર નહિ કરીએ તો દુકાળથી અથવા તેઓના શૂરપણાથી આપણો નાશ થયા વિના રહેશે નહિ.

જ્યારે કોલમ્બસ ઈસાબેલ્લા શહેરમાં પાછો આવ્યો ત્યારે ઈન્દિઅન લોકોમાં આ પ્રકારના વિચાર ચાલતા હતા. તેઓ સ્વભાવે શાંત અને સહનશીલ હતા ખરા, પરંતુ તેઓનો કાંઈજ અપરાધ ન છતાં સ્પાનિઅર્દ લોકોએ જ્યારે તેઓને નાહક્ક અતિશય દુઃખ દીધું, ત્યારે તેઓને ઘણો ક્રોધ આવ્યો, અને સ્પાનિઅર્દ લોકોના ઉપર તૂટી પડવાવિષે પોતાના સરદારો ક્યારે આજ્ઞા આપે, એટલીજ વાટ તેઓ જોયાં કરતા હતા. ત્યાંના કેટલાક રાજાઓએ સ્પાનિઅર્દ લોકોની છૂટી થયેલી ટોળીઓ ઉપર છાપો મારીને તે માંહેલા ઘણાખરાનો નાશ કર્યો હતો. જ્યારે એ પરદેશી લોકો અન્દેહેશાતમાં આવી પડ્યા ત્યારે તેઓ સમજ્યા કે, હવે કોલમ્બસની બુદ્ધિ તથા સલાહ પ્રમાણે ચાલ્યા વિના બીજો કાંઈ ઈલાજ નથી; માટે તેઓ સર્વે એકઠા થઇને પાછા કોલમ્બસને તાબે થયા. અત્યાર સૂધી ત્યાંના લોકોની સામે કોલમ્બસે શસ્ત્રનો કાંઈજ ઉપયોગ કીધો ન હતો, પરંતુ હવે એવું કરવું જરૂર થયું. પશ્ચિમ મહાદ્વીપના લોકો નગ્ન હતા અને સોટા, અગ્નિમાં કઠણ કીધેલી લાકડીઓ, લાકડાની તરવારો અને

જેને છેડે અણીદાર ચકમક અથવા હાડકાં હતાં એવાં તીરો એ સિવાય તેઓની પાસે બીજા પ્રકારનાં લડાઈનાં હથિઆર ન હતાં; પરંતુ સ્પાનિઅર્દ લોકો તો કવાયત જાણતા હતા, અને યૂરોપ ખંડમાં જે નાશકારક શસ્ત્ર તે સમયે લડાઈના કામમાં આવતાં હતાં તે સર્વ તેઓની પાસે હતાં. આ ઉપરથી એવું ધારવામાં આવે કે, સ્પાનિઅર્દ લોકોની તરફ બળ વિશેષ હતું; એવું છતાં પણ તેઓ કેવળ ભયરહિત ન હતા. ઇન્દિઅન લોકોમાં કવાયત ઈત્યાદિ ન હતાં; પરંતુ તેને બદલે તેઓનાં આદમી પુષ્કળ હતાં. જુજ સ્પાનિઅર્દ લોકો સર્વ ઇન્દિઅન લોકોના સમુદાયની સામે યુદ્ધ કરવાને તૈયાર થયા; આ સમય એવો હતો કે, જો કાંઈ પ્રતિકૂળ બનાવથી અથવા અણચિંત્યા અટકાવથી લડાઈ કરવામાં ઢીલ થાય, તો સ્પાનિઅર્દ લોકો મારા્યા જાય. આ વેળા લડાઈના કામમાં ત્વરા તથા હુશિઆરીનો ઉપયોગ કરવાથી ફતેહ થશે, એવું જાણીને કોલમ્બસે પોતાની સર્વ ફોજને તુરત એકઠી કીધી, તે વેળા તેને પોતાનાં માણસો ઘણાં કમી થયેલાં માલૂમ પડ્યાં. તે દેશની ગરમી તથા ભીનાશથી, અથવા પોતાની બદફેલીથી સ્પાનિઅર્દ લોકોમાં ઘણાજ સખ્ત રોગ ઉત્પન્ન થઈને ફેલાઈ ગયા હતા. આ આજારોનો તેઓને પૂર્વે કાંઈજ અનુભવ ન હતો માટે તેઓને ઉપાય કરવાનું, અથવા તે ન થાય એવી રીતે સાવધ રહેવાનું, તેઓમાં જ્ઞાન ન હતું. કોલમ્બસની સાથે આવેલા બે તૃતીયાંશ માણસો મરણ પામ્યા હતા, અને બાકી રહેલા ઘણાખરા માણસોમાં ચાકરી કરવાની શક્તિ ન હતી. ૨૦૦ પ્યાદા, ૨૦ ઘોડેસવાર અને ૨૦ મોટા કૂતરા, એટલુંજ લશ્કર લઈને સ્પાનિઅર્દ લોકો યુદ્ધ કરવાને ગયા. તેઓએ લશ્કરમાં કૂતરાઓ રાખ્યા હતા, એથી વાંચનારને તાજુબ લાગશે ખરૂં, પરંતુ જ્યારે

ઈ૦ સ૦ ૧૪૯૫ તા૦ ૨૪ મી માર્ચ

તેઓએ આ ક્રૂર પશુઓને બિચારા નગ્ન તથા બીકણ ઈન્દિઅન લોકો ઉપર છોડી મૂક્યા, ત્યારે એ કૂતરાઓએ નાશ કરવામાં કાંઈ કસર રાખી નહિ. ગ્વાકાનાહારી રાજાએ હજીસૂધી સ્પાનિઅર્દ લોકો ઉપર પૂર્ણ પ્રીતિ રાખી હતી. એ રાજા સિવાય તે ટાપુના સર્વ રાજાઓ હથિઆરબંધ કોલમ્બસની સામે યુદ્ધ કરવાને સિદ્ધ થયા, અને સ્પાનિઅર્દ લોકોના ગ્રંથ ઉપર ભરંસો રાખીએ, તો ઈન્દિઅન લોકોનું સૈન્ય એક લાખ માણસનું હતું. ઈન્દિઅન લોકોએ સ્પાનિઅર્દ લોકોને ઝાડીઓમાં તથા પહાડોમાં લઈ જઈને, ત્યાં તેઓની સાથે લડાઈ ન કરતાં, અવિચારથી વેગારેઆલ એ નામે મોટું મેદાન લડાઈના સ્થળ માટે પસંદ કીધું. કોલમ્બસે તેઓના ઉપર એકાએક હૂમલો કીધો તેથી તેઓને પોતાની ચૂક માલૂમ પડવાનો, અથવા તે ઠેકાણું બદલવાનો અવકાશ મળ્યો નહિ. જે સિપાઈઓ કવાયતના કામમાં અજ્ઞાન હોયછે, તેઓથી રાત્રે એકઠા થઈને એક મતથી લડાઈ થઈ શકતી નથી, માટે કોલમ્બસે અજ્ઞાન ઈન્દિઅન લોકો ઉપર એવેજ સમયે હૂમલો કીધો, અને ઘણા માણસોના જાનને નુકસાન ન પહોંચાડતાં, તેણે તે લોકોનો પરાજય કીધો. તોપોની મોટી ગર્જના થઈ તથા તે શસ્ત્રોના જોરથી ઘણો નાશ થયો. ઘોડે સવારોએ મોટું પ્રબળ દેખાડ્યું, અને કૂતરાઓ શત્રુ ઉપર જોરથી ધશ્યા. આ સર્વ કારણોઉપરથી ઈન્દિઅન લોકો મોટું ભય પામ્યા, અને સામે થયા વગર, પોતાનાં હથિઆરો નાંખી દઈને નાશી ગયા. ઈન્દિઅન લોકો માંહેના કેટલાએક મરણ પામ્યા, ઘણાક લોકો પકડાયામાં આવ્યાથી સ્પાનિઅર્દ લોકોએ તેઓને ગુલામ કીધા. અને બાકી રહેલા લોકોના મનમાં સ્પાનિઅર્દ લોકો વિષે એટલું તો ભય બેશી ગયું કે, તેઓ કેવળ નિરાશ થઈ ગયા. આ અગ્રવાદી સ્પાનિઅર્દ લોકોને અજિત જાણીને ઈન્દિઅન લોકોએ

તેઓની સાથે લડાઈ કરવાનો હવે કેવળ વિચાર છોડી દીધો.

કેટલાક મહિના સૂધી કોલમ્બસ તે ટાપુમાં ફરી વળીને તેને સ્પેનના તાબામાં લાવ્યો; પરંતુ ત્યાંના લોકમાંથી કોઇ તેની સામે થયું નહિ. ચૌદ વર્ષની વય ઉપરાંત ત્યાંના સર્વ રહેવાશીઓ ઉપર તેણે કર બેસાડ્યો. તે ટાપુના જે ભાગમાં સોનું મળતું હતું, ત્યાંના પ્રત્યેક રહેવાશી પાસે એક હાકસબેલ, એટલે એક જાતનું માપ, ભરીને સોનાની રજ ત્રણ ત્રણ મહિને લેવાનો, અને તેજ બેટના બીજા ભાગોમાંહેલા લોકો પાસે સોનાની રજને બદલે ૨૫ પૌંડ રૂ લેવાનો, તેણે આરંભ કીધો. કોલમ્બસે ત્યાંના લોકો ઉપર પ્રથમ આ એકસરખો કર બેસાડયો, અને પછી આ ઉપરથી બીજા ઘણાક સખ્ત કરો તેઓના ઉપર લાગુ થયા. અત્યારસૂધી કોલમ્બસે ત્યાંના લોકો સાથે ચાલવા વિષે જે ઉપદેશ કર્યો હતો, તેથી ઉપર કહેલી કોલમ્બસની વર્તણુક કેવળ ઊલટી હતી. પણ કોલમ્બસનો અધિકાર તોડી નાંખવા તથા તેના કામ ઉપર બટ્ટો આણવા માટે, સ્પેન દેશમાં ઘણાં કાવત્રાં ચાલતાં હતાં, તેથી આ પ્રમાણે ધારો કાઢવાની તેને જરૂર પડી. તેની ચાલચલણ વિષે તથા તેના નવા શોધી કાઢેલા દેશો વિષે સ્પેનમાં જૂઠી ખબર ગઇ હતી. માર્ગારીતા અને પાદ્રે બોઈલ, જેઓ આ સમયે સ્પેનમાં હતા તેઓએ પોતાનાં કરેલાં કામ ખરાં છે એવું દેખાડવાના ઈરાદાથી અથવા કોલમ્બસના ઉપર વૈર લેવા માટે તેને પાયમાલ કરવાની જોગવાઈ જોતા રહેતા હતા. કોલમ્બસની ચઢતી કળા તથા અધિકાર જોઈને ઘણાક દરબારી લોકોનાં મનમાં મત્સર ઉત્પન્ન થયો હતો. આ સમયે દરબારમાં ઇન્દિઅનો મુખ્ય કારભારી સેવિલ્સનો મોટો પાદરી નામે ફીન્સેકો હતો. આ પુરૂષની કોલમ્બસના ઉપર ઇતરાજી થઇ. જે કોઈ કોલમ્બસની નાલાશ કરવા આવે તેની

વાત પક્ષપાત રાખીને તે સાંભળતો. શા કારણ ઉપરથી આ બે પુરૂષોમાં વિરોધ થયો, એ વિષે તે સમયના ઈતિહાસ કર્ત્તાઓએ કાંઈ લખ્યું નથી. વશીલા વગરનો તથા દરબારી દાવાદાવાથી નાવાકિફ એવો જે કોલમ્બસ, તેને એટલા બધા શત્રુઓનાં કાવત્રાંને ખંડન કરવામાં ઘણીજ મહેનત પડી. કોલમ્બસે વિચાર્યું કે હવે મારી હુરમત રાખવાનો તથા સઘળા શત્રુઓ-ને બંધ કરવાનો એકજ ઉપાય રહેલોછે. તે એ કે મારે રાણીને એટલું સોનું આપવું જોઈએ કે તેથી આ નવા દેશોની માતબ-રીવિષે મારી કહેલી વાત ખરી પડે, તથા મારી યોજનાપ્રમાણે ચાલવાને રાજા તથા રાણી એઓને ઉત્તેજન મળે. સોનું એકઠું કરવાની એ ફરજને લીધે તેને ત્યાંના રહેવાશીઓ ઉપર ભારે કર બેસાડવો પડ્યો એટલુંજ નહિ, પણ તે કર વસૂલ કર-વામાં તે લોકો ઉપર ઘણી સખ્તી કરવી પડી. બિચારા ઈન્દિઅન લોકો ઉપરથી દયાભાવ કાઢી નાંખીને એ પ્રમાણે તેઓના ઉપર એને આ પ્રસંગે જે જૂલમ કરવો પડ્યો, તે બાબતનો એના ઉપરથી ઠપકો ઉતારવા વિષે ઉપર કહેલી ફરજનું નિમિત્ત દે-ખાડવામાં આવે.

કોઈ વાતની ચિંતા તથા આગળ પાછળનો વિચાર ન કરતાં, ઈન્દિઅન લોકોને પોતાના દિવસ આળસમાં કાઢવાની ટેવ હતી, અને તે લોકોને એ કર આપવા માટે મહેનત, લક્ષ તથા દુરં-દેશી એઓનો જયારે ઉપયોગ કરવો પડ્યો ત્યારે તેઓને ઘણુંજ દુ:ખ લાગ્યું. એવી જાથુ મહેનત કરવાને તેઓ કેવળ અશક્ત હ-તા, અને તેઓને એવું લાગ્યું કે અમારા સ્વતંત્રપણાને ઘણોજ અટકાવ થયોછે; વાસ્તે પોતાનું સ્વતંત્રપણું મેળવવા માટે તેઓ-એ એક ઈલાજ કીધો; તે ઉપરથી માલૂમ પડેછે કે તેઓ અતિશય અસોશિક અને નિરાશા થઈ ગયા હતા. જે લોકોને પોતાના

દેશમાંથી કાઢી મૂકવાની તેમની હિમ્મત ચાલી નહિ તે લોકોને તેમણે ભૂખે મારવાની યુક્તિ કીધી. સ્પાનિઅર્દ લોકોને અતિશય આહાર છે, એવું તેઓનું મત હતું, તેથી તેઓએ અનુમાન કીધું કે આ ધારેલું કામ સહેલેથી સિદ્ધ થશે. એ ઇરાદાથી તેઓએ ખેતીવાડીનું સઘળું કામ બંધ કીધું. તેઓએ મકાઈ વાવ્યા નહિ; કાસદા અથવા માનિઓક કંદ વાવેલા હતા તે ઊખેડી નાંખીને સર્વ ખેતરોને ઊજડ કરી નાંખ્યાં, અને તેઓ તે ખેતરોને પડતાં મૂકીને પહાડોના મોટા અગમ્ય ભાગોમાં ભરાઈ બેઠા. જે પરિણામ ઇન્દિઅન લોકોએ ધાર્યો હતો તેમાંનો થોડો પરિણામ આ ઉપાયે કરીને થયો, તે એ કે સ્પાનિઅર્દ લોકોને ખોરાકની ઘણી તંગી પડવા લાગી; પરંતુ સુવેળાએ યૂરોપખંડથી ભાથું આવી પહોંચ્યું, તથા તેઓએ પોતાની બુદ્ધિએ તથા ઉદ્યોગે કરીને ઘણી યુક્તિઓ કીધી, માટે તેઓના ઘણા માણસો મરણ પામ્યા નહિ; પણ ઇન્દિઅન લોકોએ ગેરમસલતથી આ કામ કીધું તેનું માઠું ફળ તેઓનેજ ભોગવવું પડ્યું. તે સઘળા લોકો પહાડોમાં તથા ઝાડીઓમાં ભરાઈ રહ્યા, અને વગર ખેડેલી પૃથ્વીના પાક ઉપર તેઓને આધાર રાખવો પડ્યો, માટે થોડા કાળમાં તેઓ દુકાળથી ઘણું દુઃખ પામવા લાગ્યા, અને તેઓમાં સ્પર્શાક્રામક રોગ ઉત્પન્ન થયા, તથા નાના પ્રકારનાં દુઃખ ભોગવીને થોડાક મહિનામાં તે ટાપુ માંહેલા લોકોમાંથી એક તૃતીયાંશ કરતાં વધારે લોકો મરણ પામ્યા.

પણ, જેવામાં કોલમ્બસ પશ્ચિમ મહાદ્વીપમાં સ્પાનિઅર્દ લોકોનો અધિકાર વધારવાનો પાયો રચતો હતો તેવામાં, સ્પેન દેશમાં તેના શત્રુઓ, તેણે જે સારી ચાકરી કરીને દુઃખ વેઠ્યું હતું તેના બદલામાં તેને જે કીર્ત્તિ તથા ઇનામનો લાભ થવો જોઇએ તે ખોવરાવવાનો મોટો પ્રયત્ન કરતા હતા. નવાં સંસ્થાન સ્થા-

પવાથી તથા ત્યાંની ખરાબ હવાથી, અને અજાણ્યા સમુદ્રોમાં સફર કર્‍યાથી જે દુઃખ પડ્યા વિના રહેજ નહિ તે વિષે કોલમ્બસના શત્રુઓ એવું કહેવા લાગ્યા કે એ સર્વ દુઃખનું મૂળ કોલમ્બસનો અવિચાર તથા અતિશય લોભ છે. કોલમ્બસે ચતુરાઈથી લોકોને ધાકમાં રાખ્યા હતા, તે વિષે તેના શત્રુઓએ એવી બૂમ ઊરાડી કે એ પુરુષ ઘણી સખ્તી ચલાવેછે. બંડખોર તથા બેદ લોકોને તેણે શિક્ષા કરી હતી, તે બાબત એવી અફવાઈ ચાલી કે કોલમ્બસ ઘણો ક્રૂર છે. સ્પેનના દરબારમાં કોલમ્બસની અદેખાઈ કરનારા ઘણા હતા, તેણે કરીને આ તોહમતો ઉપર દરબારે ભરૂસો રાખીને તેની ચાલચલણની તપાસ કરવા માટે એક અમીનને ત્યાં મોકલવા વિષે ઠરાવ કીધો. કોલમ્બસના શત્રુઓની શિફારસથી એવા ભારે મરતબા ઉપર આગુઆદો નામે ખાસગી કારભારીની નીમણુક થઇ, પણ આ પુરુષ તેમના હિતને ચહાયછે તથા ખુશામત કરેછે, એજ વાત ઉપર તેઓએ કેવળ નજર રાખીને તેની એવા ભારે દરજાઉપર શિફારસ કીધી; પરંતુ તે એવા અધિકારને લાયક છે કે નહિ એ વાત વિષે તેઓએ કાંઇ વિચાર કીધો હોય એવું દીસતું નથી. હલકા માણસોને એકદમ ઊંચી પદવી મળ્યાથી અથવા જે કામ ચલાવવાની તેઓમાં પહોંચ નથી તે હાથમાં આવ્યાથી તેઓનાં મનમાં લોકો વિષે મોટો તિરસ્કાર ઉત્પન્ન થાયછે, અને "અમે મોટા છિયે" એવું તેઓ કારભાર કરવામાં દેખાડેછે. આગુઆદો જ્યારે એકદમ મોટી પદવીને પામ્યો ત્યારે તેણે એજ પ્રમાણે પોતાની હલકાઇ દેખાડી. કોલમ્બસના ઉપર જે કોઇ તોહમત મૂકવા આવે, તેની વાતને ઘણી ખુશીથી એ પુરુષ સાંભળવા લાગ્યો, અને નારાજી થયેલા સ્પાનિઅર્દ તથા ઇન્દિઅન લોકોને ઉશ્કેરીને તેણે કોલમ્બસના ઉપર

સાચી જૂઠી ફર્યાદીઓ કરાવી. કોલમ્બસની કારકીર્દિને બટ્ટો લગાડવાના ઈરાદાથી આગુઆદોએ એવું આળ મૂકયું કે એના અમલમાં ઘણીક તરેહની અવ્યવસ્થા ચાલેછે; પરંતુ જેથી તે અવ્યવસ્થા અથવા ત્યાંનાં લોકોનું દુઃખ દૂર થાય, એવા કાયદા આગુઆદોએ ન કરતાં ઊલટાં તે ટાપુમાં ટંટો તથા ફિસાદ ઉત્પન્ન કીધાં. કોલમ્બસે વિચાર્યું કે જ્યાંસુધી મારાં ચાલચલણ તથા અધિકાર વિષે ચોકશી કરનાર આ પક્ષપાતી પુરૂષ અહિંયાં રહેશે, ત્યાંસુધી જો હું આ ઠેકાણે રહીશ તો મારી દુર્દશા થશે, માટે તેણે સ્પેન દેશ જવાનો, અને પોતાના શત્રુઓની સાથે જે વાત વિષે તકરાર ચાલતી હતી તે તથા પોતાના કારભારની બીજી સર્વ બાબતોની સવિસ્તર હકીકત રાજા રાણીને જાહેર કરવાનો નિશ્ચય કીધો; એવી ઉમેદથી કે તેઓ પોતાના અદલ ઇનસાફથી તથા શાણપણથી એ બાબતનો વાજબી ચૂકાદો કરશે. કોલમ્બસે પોતાના ભાઈ ડોન બાર્યોલોમેઓને "આદેલાન્તાદો" એટલે પેશકાર નવાબ, એવો ખિતાબ આપીને પોતાની ગેરહાજરીમાં ત્યાંનો રાજ્યકારભાર ચલાવવાનો અધિકાર સોંપ્યો. ફ્રાન્સિસ રોલ્દાનને મુખ્ય ન્યાયાધીશ ઠરવીને કોલમ્બસે તેને મોટી સત્તા આપી; પરંતુ એ વાતમાં એણે મોટી ભૂલ કીધી અને તેથી તે સંસ્થાનમાં લોકોને ઘણી ઇજા પહોંચી. ઇ૦ સ૦ ૧૪૯૬.

આ વખતમાં કોલમ્બસે યૂરોપ જવા સારૂ આગળની સફરથી જુદો માર્ગ પકડ્યો. બાવીસમા અક્ષાંશવૃત્તમાં તેણે હિસ્પાન્યોલાથી પૂર્વ દિશાએ વહાણો હંકાર્યાં, કાંજે ઉત્તર દિશાએ હંકાર્યાથી નૈર્ઋત્યનો પવન હાથ લાગ્યાના સબબથી ટૂંકો અને ખાત્રજમાનો માર્ગ મળેછે એ વાત તે સમયે માલૂમ ન હતી. ઉષ્ણકટિબંધમાં પૂર્વ તરફથી જે એકસરખો પવન વાયછે તે કોલમ્બ-

સને ઠેઠ સૂધી નડ્યાં કીધો, અને કમ સમજને લીધે એ માર્ગ પસંદ કરવાથી તે મોટી મહેનતમાં તથા જોખમમાં આવી પડ્યો; પણ આ સમયે પૂર્વ અને પશ્ચિમ મહાદ્વીપની વચ્ચે જળમાર્ગે વ્યવહાર ચાલ્યાને કાંઈ ઘણી મુદ્દત થઈ ન હતી, માટે ઉપર પ્રમાણે ભૂલથી કોલમ્બસે માર્ગ પસંદ કીધો તેથી તેની વહાણ ચલાવવાની ચતુરાઈને કાંઈ દૂષણ લાગતું નથી. એ સફરમાં તેને ઘણી મુસીબત આવી પડ્યા છતાં, પોતાના ધૈર્ય અને દૃઢ સ્વભાવને છોડી ન દેતાં તેણે તેજ માર્ગે પોતાનાં વહાણો હંકાર્યા કીધાં; પરંતુ તેઓ એટલાં ધીમે ચાલ્યાં કે ત્રણ મહિના સૂધી કિનારો નજરે પડ્યો નહિ. છેલે તેમનું ભાથું થઈ રહેવા આવ્યું, માટે પ્રત્યેક ખલાશીને નિત્ય છ ઔંસ રોટલી વડે પોતાનું ગુજરાન ચલાવવું પડ્યું; અને નૌકાધિપતિ કોલમ્બસને પણ એટલાજ અન્ન ઉપર નિર્વાહ કરવો પડ્યો. કેટલાક ખલાશીઓએ પ્રાર્થના કરીને કોલમ્બસને કહ્યું કે આપણી સાથેના કેદી ઈન્ડિઅન લોકોને મારીને તેઓનું માંસ ભક્ષણ કરીએ, અને વળી બીજા કેટલાએકોએ એવું કહ્યું કે, આપણો ખોરાક થોડો ખપે માટે એ લોકોને દરિયામાં ફેંકી દઈએ. પરંતુ આ અતિ સંકટની વેળાએ પણ તેણે પોતાનો દયાળુ સ્વભાવ મૂકી ન દેતાં તેમનું આ કહેવું કંઈ માન્યું નહિ. કોલમ્બસે એવો ઉત્તર દીધો કે જેવા આપણે મનુષ્ય છિયે તેવા તેઓ પણ છે, અને આફતને લીધે આપણે જેવી દશામાં આવી પડ્યા છિયે તેવીજ અવસ્થામાં તેઓ પણ પડેલાછે, તથા આપણાં સુખ દુઃખમાં તેઓનો ભાગ છે. ઉપર કહેલા જે ક્રૂર વિચારો તેઓનાં મનમાં નિરાશાને લીધે આવ્યા હતા, તે સર્વ કોલમ્બસના અધિકારથી તથા ઉપદેશથી જતા રહ્યા, અને સ્પેન દેશના કિનારા આગળ તેઓ જલદીથી આવી પહોંચ્યા, તેણે કરીને તેઓનાં સર્વ દુઃખ તથા ભય જતાં રહ્યાં, અને તેઓનાં મનમાં

ફરીથી એવા ક્રૂર વિચાર આવવાનો અવકાશ રહ્યો નહિ.

જે માણસ પ્રમાણિક હોય અને જેણે મોટાં કામ કીધાં હોય તેની માફક તે દરબારમાં પોતાના મનમાં ભરૂસો રાખીને હાજર થયો. કોલમ્બસ ઉપરનાં હલકાં અને પાયા વગરનાં તોહમતોની સારીપેઠે તપાસ કીધા વિના રાજા રાણીએ તેઓને ખરાં માન્યાં હતાં તેથી હવે એ પુરુષને જોઇને તેઓ શરમાઇ ગયાં, અને તેની મુલાકાત તેમણે એટલા બધા માન સાથે લીધી કે તેના શત્રુઓ લજ્જાથી ઝાંખા પડી ગયા, અને આ પ્રસંગે કોલમ્બસની નિંદા કરતા તથા તેને વિષે માઠું બોલતા રહી ગયા. કોલમ્બસની સાથેના નારાજી થયેલા લોકોએ એવી બૂમ ઊરાડી હતી કે, તે દેશ ઘણો દરિદ્રી છે; પણ જ્યારે તેણે ત્યાંથી લાવેલાં સુવર્ણ, મોતીઓ, રૂ, આદિ લેઇને બીજા કેટલાક મૂલ્યવાન પદાર્થો હજૂરમાં દેખાડ્યા ત્યારે તેના શત્રુઓની સર્વ વાત જૂઠી માલૂમ પડી. ઈન્દિઅન લોકોને તાબે કરવાથી તથા તેઓનાઉપર જાથુ કર બેસાડવાથી ઘણીક નવી પ્રજા સ્પેન દેશના તાબામાં આવી હતી, અને કોલમ્બસે તે દેશની સરકારને એવી પેદાશ કરી આપી હતી, કે તે પેદાશ આગળ ઘણી વધશે એવું ભાસવા લાગ્યું. ખાણો શોધી કાઢીને તેમની તપાસ કીધાથી તેને ઘણુંજ દ્રવ્ય મેળવવાનો માર્ગ સ્પેન દેશના લોકોને બતાવ્યો. સ્પેન દેશને કોલમ્બસે અત્યારસૂધીમાં ઉપર કહ્યા પ્રમાણે જે મોટો નફો કરી આપ્યો તેટલો નફો થશે એવી કોઇને આશા ન હતી; પણ તે વિષે કોલમ્બસ તો એવું કહેવા લાગ્યો કે એ કાંઇ ઘણો લાભ નથી, પરંતુ એથી એવાં ચિન્હ માલૂમ પડેછે કે હવે પછી ઘણી દોલત તથા અગત્યના બીજા નવા દેશો હાથ લાગશે, અને તે દેશોનો શોધ કરવામાં હમણાના મારા કીધેલા શોધો ઘણા ઉપયોગી પડશે.

આ સર્વ વાત ઉપર લક્ષ દઇને સારીપેઠે વિચાર કીધાથી કોલમ્બસ વિષે રાણીની ખાતરજમા થઇ; અને તે પુરુષનાં સર્વ સાહસ કર્મને આશ્રય આપનારી હું છું, એવા વિચારથી રાણીને હર્ષ ઉત્પન્ન થયો, તથા ફર્દિનાન્દ રાજા, જેણે પ્રથમ કોલમ્બસની યોજનાને નાપસંદ કીધી હતી તથા તે પાર નહિ પડશે એવો જે અત્યાર સૂધી વહેમ રાખતો હતો, તેના મન ઉપર પણ કોલમ્બસની આ સર્વ વાતોથી ઘણી અસર થઈ; તે ઉપરથી રાજાએ તથા રાણીએ હિસ્પાન્યોલામાં જાથુ સંસ્થાન સ્થાપવા માટે અગત્યની સર્વ ચીજો ત્યાં મોકલવાનો, અને જે દેશો પૃથ્વી ઉપર છે એવો કોલમ્બસ ભરૂંસો રાખતો હતો તેઓનો શોધ કરવા માટે તેને જોઇએ તેટલાં વહાણોનું સૈન્ય આપવાનો નિશ્ચય કીધો. એ બન્ને ધારણા પાર પાડવા માટે શું કરવું, એ વિષેની કોલમ્બસની સાથે તેઓએ મસલત કીધી. પશ્ચિમ મહાદ્વીપ તરફની પહેલી સફરમાં મુખ્યત્વે કરીને શોધ કરવાનોજ હેતુ હતો; અને ત્યાં નવાં સંસ્થાન સ્થાપવાના ઇરાદાથી સ્પાનિઅર્દ લોકોએ બીજી સફર કીધી; પણ તે કામ સિદ્ધ થવા માટે જે સાવધપણું જોઇએ તે તેઓએ બરાબર રાખ્યું નહિ તેણે કરીને, અથવા તે લોકોએ બંડ કરવાથી તથા બીજાં કેટલાંક કારણોને લીધે અકસ્માત્ દુઃખ પડ્યાના સંબંધથી તેઓનું સાવધપણું નિષ્ફળ ગયું હતું. હવે ત્યાં કિયા ધારાથી જાથુ સંસ્થાન સ્થાપવું કે તેજ ધારા મુજબ હવે પછીનાં બીજાં સંસ્થાન પણ સ્થાપવામાં આવે, એ વાત વિષે વિચાર કરવાનો રહ્યો. પ્રત્યેક બાબતનો સારીપેઠે વિચાર કરીને તેઓએ સર્વ વાતનો બંદોબસ્ત કીધો. ત્યાં કેટલા આદમીઓને જવાની આજ્ઞા આપવી તે વિષે નિશ્ચય થયો તે આ પ્રમાણે,—તેઓ જુદા જુદા ધંધાના તથા પદવીના માણસો જોઇએ, તથા તે નવી વસ્તીમાં પ્રત્યેક પ્રકારના માણસોનો જેટલો

ઉપયોગ તથા ખપ હોય તેટલાં માણસો લેવાં, અને તેઓની સાથે જેટલાં યોગ્ય નજરમાં આવે તેટલાં બઈરાં મોકલવાં. આ નવા દેશમાં દુકાળને લીધે ઘણું દુઃખ પડ્યું હતું, માટે ત્યાં ધાન્ય પેદા કરવું એ તેઓનો મુખ્ય હેતુ હતો, વાસ્તે ત્યાં ઘણાક કણબી- ઓને લઈ જવાનો ઠરાવ થયો. પશ્ચિમ મહાદ્વીપની જે પેદાશથી યૂરોપી લોકોને દ્રવ્યની ઘણી પ્રાપ્તિ થતી આવેછે તે વિષેનો તે કાળમાં સ્પેન દેશના લોકોને કાંઈજ વિચાર ન હતો; પરંતુ તે વખત ત્યાં જે ખાણોનો શોધ લાગ્યો હતો તેમાંથી ઘણુંજ દ્રવ્ય મળશે એવી તેઓ મોટી ઉમેદ રાખતા હતા, માટે જે કારીગરો સોનું તથા રૂપું ખોદી. કાઢીને તે ધાતુઓને શુદ્ધ કરવાની નાના પ્રકારની ક્રિયામાં કુશળ હતા તેઓ માંહેલા કેટ- લાક લોકોને ત્યાં મોકલવા એવું ઠર્યું. વળી એવો પણ નિશ્ચય થયો કે આ પરદેશ જનારા લોકોને કેટલાંક વર્ષસુધી ભાથું તથા મુસારો સરકારે આપવાં.

એટલા કાયદા ડહાપણ ભરેલા તથા કાર્યસિદ્ધિને ઉપયોગી પડે એવા હતા. ત્યાંની ખરાબ હવાથી ઘણાક સ્પાનિઅર્દ લોકો મરણ પામ્યા હતા, માટે કોલમ્બસે વિચાર્યું કે ત્યાં રાજી ખુશી- થી ઘણા લોકો હવે આવશે નહિ, તે ઉપરથી તેણે એવી સલાહ આપી કે જે લોકોના ઉપર હલકા પ્રકારના મરણદંડક અપરાધ સાબીત થાય તે ગુનેગારોને હિસ્પાન્યોલામાં ચડાવી દેવા તથા જે અપરાધીઓને ઘણું કરીને હમેશા મછવાઓમાં સખ્ત મજૂરી કરવા માટે મોકલવામાં આવેછે તેઓ માંહેના કેટલાકને એવી શિક્ષા કરવી કે હિસ્પાન્યોલાની ખાણોમાં તેઓ સખ્ત મહેનત કરે. આ અવિચારી સલાહ પ્રમાણે ચાલ્યાથી શો પરિણામ થશે એ વાત ઉપર સારી પેઠે દરિઆફ્ ન કરતાં દરબારે આ સલાહ કબૂલ કીધી, અને નવા સંસ્થાનમાં લોકોનો જમાવ

કરવા માટે સ્પેન દેશનાં બંદીખાનાં ખાલી કીધાં, અને ફોજદારી ન્યાયાધીશોના ઉપર હૂકમ થયો કે હવેથી કેદીઓને ત્યાં મોકલવાની શિક્ષા કરવી. જે વસ્તી જાથુ રાખવાની તેનો પાયો એવી રીતે રચવો એ કાંઈ યોગ્ય નહિ. નવી વસ્તીમાં કાયદાની સત્તા કરતાં લોકોના સદ્‌ગુણથી સારો બંદોબસ્ત રાખવો જોઈએ માટે એવે ઠેકાણે ઉદ્યોગી, નિયમસ્ત, ધૈર્યવાન તથા પરસ્પર ભરૂસો રાખનાર; એ પ્રકારના પુરુષો અવશ્ય જોઈએ. પરંતુ જ્યારે સંસ્થાન સ્થાપનારા પ્રથમ પુરુષોમાં ગુણભ્રષ્ટ લોકોનો ભેગ થાયછે ત્યારે એવા બગડેલા અને અસાધ્ય પુરૂષોની સોબત થકી સદ્‌ગુણી લોકોને પણ ઘણું કરીને તેમની અસર આવેછે, અને તેણે કરીને ખરેખરા માઠા અને દુઃખકારી પરિણામ થાયછે. એ નાશકારી અનુભવ સ્પાનિઅર્દ લોકોને થયો; અને યૂરોપખંડના બીજા લોકોએ સ્પાનિઅર્દ લોકોની એવી માઠી ચાલ સ્વીકારી તેણે કરીને તેઓએ જ્યાં જ્યાં વસ્તી કરી ત્યાં ત્યાં માઠા પરિણામો થયા, તેનું કારણ આ સિવાય બીજું કાંઈજ દેખાતું નથી.

રાજા રાણીને કોલમ્બસે યુક્તિઓ તથા કાયદા કરવાવિષે જે કહ્યું તે સર્વ સહેલથી અને જલદીથી તેઓએ કબૂલ કીધું ખરૂં, પરંતુ તે અમલમાં આવતાં એટલી તો ઢીલ થઈ, કે આ ઠેકાણે કોઈ થોડા ધૈર્યવાળો પુરૂષ હોત તો તેનાથી એટલી સબૂર રખાત નહિ. સ્પાનિઅર્દ લોકો કામ કરવામાં અતિશય ચોકશી તથા વિલંબ કરતા; તથા રાજા રાણીના એકના એક છોકરાનું લગ્ન આસ્ત્રિઆં દેશની માર્ગરેત કન્યા સાથે થયાથી, તથા તેઓની બીજી છોકરી નામે જેઆનાનું લગ્ન આસ્ત્રિઆના આર્ચડયૂક ફિલિપની સાથે થયાના સબબથી, સ્પેન દેશનો ખજાનો ખાલી થઈ ગયો હતો. એ સર્વ કારણોથી ઉપર કહેલી ઢીલ થઈ. પરંતુ કોલમ્બસના શત્રુઓનાં કાવત્રાંને એ વિલંબનું મુખ્ય કારણ ગણ-

વું જોઇએ. કોલમ્બસને સ્પેન દેશમાં આવ્યો જોઇને તેના શત્રુઓનાં મનમાં ઘણી ધાસ્તી પેઠી, તથા તેની સત્કારપૂર્વક ભેટ થઇ જોઇને તેઓ વિસ્મિત થયા, અને જેના ઉપર પૂર્ણ કૃપા તેને કાંઇ અડચણ કરી શકનારું નથી એવું વિચારીને તેઓ થોડી મુદ્દત સૂધી ચૂપકી મારીને બેશી રહ્યા, પરંતુ કોલમ્બસનો તેઓ ઘણો દ્વેષ કરતા હતા, માટે આ સ્થિતિમાં તેઓથી ઘણી વાર સૂધી રહેવાયું નહિ. તેઓએ પોતાનાં કાવત્રાંનો પાછો આરંભ કીધો, અને ઇન્દીસના કામકાજનો કારભારી નામે ફ્રોન્સીકા જેને આ સમયે બાદાહોસના ધર્માધ્યક્ષની પદવી મળી હતી, તેની મદદથી કોલમ્બસની સફરની તૈયારીમાં ઢીલ થવા માટે તેના શત્રુઓએ એટલી બધી હરકતો કીધી, કે નવી વસ્તીમાં જે સામાન સરંજામ મોકલવાનો ઠરાવ થયો હતો તેમાંનો થોડો ભાગ ત્યાં મોકલવાને કોલમ્બસને બે વહાણો મળવામાં એક વર્ષ વહી ગયું, અને જે નાના અરમારનું અધિપતિપણું તેને મળવાનું હતું તેની તૈયારી થતાં આશરે બે વર્ષ લાગ્યાં.

આ અરમારમાં માત્ર નાનાં નાનાં છ વહાણો હતાં અને એવી લાંબી તથા જોખમ ભરેલી સફરમાં જેટલો સામાન જોઇએ તેપણ તેમાં પૂરો ન હતો. કોલમ્બસે નિશ્ચય કીધો કે, આ વેળા આગળની સફરોથી જુદોજ માર્ગ પકડવો. તેની પૂર્ણ ખાતરજમા હતી કે રસાળ દેશ જે હિંદુસ્તાન તે મારા શોધી કાઢેલા દેશોની નૈઋત્ય દિશામાં છે; માટે તેણે કહ્યું કે કાનેરી અથવા કેપ દિ વેર્દ ટાપુઓની શુદ્ધ દક્ષિણ દિશા તરફ હંકારીને વિષુવવૃત્ત સૂધી ગયા પછી, ઉષ્ણકટિબંધમાં જે એકસરખો અનુકૂળ પવન વાયછે તેના યોગે કરીને પશ્ચિમ દિશાએ હંકાર્યાથી હિંદુસ્તાન હાથ લાગ્યા વિના રહેશે નહિ એ

ઇ૦ સ૦ ૧૪૯૮.

તા૦ ૩૦ મી મે. વિચારથી સ્પેન દેશમાંથી તે ઊપડ્યો અને પ્રથમ કાનેરી ટાપુઓમાં આવ્યા પછી, કેપ દિ વેર્દેના ટાપુઓમાં ગયો. ભાથું ભરીને ત્રણ વહાણોને કાનેરી ટાપુઓમાંથી તેણે હિસ્પાન્યોલા તરફ રવાને કીધાં, અને બાકીનાં

તા૦ ૪ થી જુલાઇ. ત્રણ વહાણો પોતાની સાથે રાખીને દક્ષિણ દિશા તરફ તે હંકારી ગયો. વિષુવવૃત્તથી પાંચ અંશને અંતરે તેઓ આવ્યા ત્યાંસૂધી જાણવા લાયક કાંઈ બિના બની નહિ. આ ઠેકાણે પવન બંધ પડ્યો અને એટલી

તા૦ ૧૯ મી જુલાઇ. બધી ઉષ્ણતા પડવા લાગી, કે દારૂનાં ઘણાંક પીપો ફાટી ગયાં; કેટલાંક પીપ માંહેનો દારૂ ખાટો થઈ ગયો તથા તેઓનું ભાથું બગડી ગયું. સ્પાનિઅર્દ લોકો કોઈ વખત દક્ષિણ તરફ એટલા દૂર ગયા ન હતા, માટે તેઓને દહેશત લાગી, કે વહાણો સળગી ઊઠશે, અને ઉષ્ણ-કટિબંધના નાશકારક ગુણ વિષે પ્રાચીન કાળના લોકો જે કહી ગયા હતા તે ખરૂં પડશે, એવું માનીને ભય પામવા લાગ્યા; પ-રંતુ સુવેળાએ વરસાદ પડ્યો તેથી તેઓનું ભય કાંઈક કમી થયું. આ વરસાદ ભારે અને એકસરખો પડ્યો, એવો કે લોકોથી તૂતક ઉપર રહી શકાયું નહિ, તોપણ તેથી ગરમીનું જોર ઘણું હલકું પડ્યું નહિ. જે દિવસથી આ સફરનો આરંભ થયો હતો તે દિવસથી તે અત્યારસૂધી કોલમ્બસે પોતાની હમેશાની ચાલ પ્રમાણે હરેક કામ ઉપર પોતાની જાતે સાવધપણાથી નિઘેબાની રાખી હતી, તેથી થાક તથા ઊજાગરાને લીધે તે એટલો બધો અશક્ત થઈ ગયો હતો કે તેણે કરીને તેને ભારે સંધિવાયુનો ઉપદ્રવ તથા તાવ લાગુ થયો. એ સર્વ કારણો ઉપરથી તેને પો-તાના ખલાશીઓનો આગ્રહ કબૂલ કરવાની ફરજ પડી, તેણે ક-રીને કારિબી ટાપુઓમાંના કોઈ એક ટાપુમાં જઇને ત્યાં વહાણોને

સમારવાના તથા ભાથું ભરવાના ઈરાદાથી તેણે પોતાનો માર્ગ બદલીને વાયવ્ય દિશાએ વહાણો વાળ્યાં.

જે માણસને મોટા પાંજરાઉપર રાખ્યો હતો તે આગસ્ત મહીનાની પહેલી તારીખે જમીન! જમીન! એવા આનંદયુક્ત શબ્દ બોલ્યો. તેઓએ તે તરફ વહાણો હંકાર્યાં, અને જોયું તો તે એક મોટો ટાપુ તેઓની નજરે પડયો. એ બેટનું નામ કોલમ્બસે ત્રિનિદાદ પાડયું, અને તેજ નામથી તે અદ્યાપિ પ્રસિદ્ધ છે. ગિઆનાના કિનારા ઉપર ઓરિનોકો નદીના મુખની પાસે તે ટાપુ છે. પશ્ચિમ મહાદ્વીપમાં એ નદી કરતાં બીજી બે ત્રણ નદીઓ મોટી છે ખરી, પરંતુ પૂર્વ મહાદ્વીપમાં તેના જેવી એક પણ મોટી નદી નથી. ગિઆનાના કિનારા ઉપર ભરતી ઘણીજ ચઢેછે; એ નદીનું પાણી એવા મોટા જોરથી મહાસાગરમાં વહેછે, કે જયારે ભરતીનાં પાણીનો તથા એ નદીના પ્રવાહનો સંયોગ થાયછે ત્યારે તેના જોરથી પાણી આશ્ચર્ય સરખો અને ભયંકર ઊછાળો મારેછે. આ સંયોગમાં નદીના પ્રવાહનું એટલું બળ હોયછે, કે તેણે કરીને સમુદ્ર કેટલાક મૈલ સૂધી મીઠો થાયછે. કોલમ્બસ આ પ્રતિકૂળ પ્રવાહ અને ભયંકર મોજાંના સપાટામાં અજાણતાં આવી પડયો, અને તેણે મોટી મુસીબતથી એક સાંકડી સામુદ્રધુની વટાવી, અને તે એટલી તો વિકરાળ માલૂમ પડી, કે તે ઉપરથી તેનું નામ તેણે લાંબોકા દેલ ગ્રાગો (એટલે અજગરનું મુખ) પાડયું. એ વિષેના ગભરાટમાંથી કોલમ્બસ છૂટો થયા પછી જયારે આ વિલક્ષણ દેખાવ ઉપર વિચાર કરવા લાગ્યો ત્યારે, તેને માલૂમ પડયું, કે તે સુખનું તથા આશાનું મૂળ છે. એ નદીનું પાણી ઘણું જોઈને તેણે વાસ્તવિક અનુમાન કીધું, કે એવી મોટી નદીને એટલું બધું પાણી કોઈ ટાપુમાંથી મળી શકે નહિ; પરંતુ તે કોઈ મોટા વિસ્તીર્ણ દેશમાંથી આવતી હશે, અને તે

ઉપરથી એવી કલ્પના કીધી, કે જે ખંડનો શોધ કરવા માટે હું ઘણી મુદ્દત થયાં આતુર છું તે ખંડ અહિંયાંથી પાસેજ હશે, એવા વિચારથી જે પ્રાંતો પારિઆ અને કુમાના એ નામોથી હમણા મશહૂર છે, તેઓને કિનારે કિનારે તેણે પશ્ચિમ દિશાએ વહાણો હંકાર્યાં. કેટલેક ઠેકાણે ઊતરીને તેણે ત્યાંના રહેવાશીઓની સાથે વ્યવહાર કીધો. તે લોકોનાં સ્વરૂપ તથા ચાલચલણ હિસ્પાન્યોલાના લોકો જેવાં હતાં. સોનાની ચીપો તથા ઘણાં ઊંચાં મોતી તેઓ ઘરેણાં દાખલ પહેરતા, અને એ કીમતી માલ આપીને તેને બદલે યૂરોપી લોકોની પાસેથી તેઓએ ખુશીથી રમકડાં લીધાં. ત્યાંના બેટોના લોકો કરતાં તેઓમાં વધારે સમજ તથા શૌર્ય છે એવું માલૂમ પડયું. એ દેશમાં કેટલીક જાતનાં પશુ પક્ષીઓ અને નાના પ્રકારનાં ફળો ઉત્પન્ન થતાં હતાં; અને એ દેશ ઘણોજ રમણીય તથા રસાળ હતો, તે જોઈને કોલમ્બસના મનમાં એટલો તો હર્ષ થયો, કે તેણે મોટી ઉત્સુકતાથી ધાર્યું કે મનુષ્ય જ્યાંસૂધી નિર્દોષીપણાથી રહે ત્યાંસૂધી તેને રહેવા માટે ઈશ્વરે જે સુખધામ પસંદ કીધુંછે અને જે વિષે ખ્રિસ્તિ ધર્મ પુસ્તકમાં લખેલુંછે તે સુખધામ એજ હશે. કોલમ્બસે નવા દેશોનો શોધ કરીને કીર્તિ મેળવી એટલુંજ નહિ, પણ લોકોને તે વિષે ઘણા માહિતગાર કીધા. આ મોટો ખંડ જે સ્પાનિઅર્દ લોકોના રાજ્યનો મુખ્ય ભાગ હતો, અને જ્યાંથી તેઓને ઘણું દ્રવ્ય મળ્યું તે ખંડમાં તેઓને લેઈ જનાર પ્રથમ કોલમ્બસજ હતો. વહાણોને નુકસાન લાગ્યું હતું, ભાથું ખૂટી ગયું હતું, તે અશક્ત થઈ ગયો હતો, અને ખલાશીઓ ઘણાજ અધીરા થયા હતા; એ સર્વ કારણોથી કોલમ્બસને આગળ શોધ કરવામાં અટકાવ થયો, અને હિસ્પાન્યોલા તરફ પાછું વળવું પડયું. ત્યાં જતાં માર્ગમાં તેને કુબાગુઆ

અને માર્ગારીતાનો શોધ લાગ્યો. એ ટાપુઓમાં મોતી પાકેછે તેણે કરીને તેઓ ત્યાર પછી પ્રખ્યાત થયા. જ્યારે તે હિસ્પાન્યોલામાં આવ્યો ત્યારે શ્રમ તથા મંદવાડને લીધે તેનું શરીર ઘણું ઘસાઈ ગયું હતું. એ સમયે કોલમ્બસને વિશ્રાંતિ અવશ્ય જોઈતી હતી; પણ દુર્દૈવે કરીને ત્યાં આ વેળા ઘણી અવ્યવસ્થા ચાલતી હતી, માટે તેને તે વિષે- તા૦ ૩૦ મી ની આશા રહી નહિ. આગસ્ત.

કોલમ્બસ હિસ્પાન્યોલામાં પાછો આવ્યો ત્યારે તો માલૂમ પડ્યું, કે પોતાની ગેરહાજરીમાં ત્યાં ઘણી ઊલટપાલટ થઈ હતી. હિસ્પાન્યોલામાંથી રવાને થયાની આગમજ કોલમ્બસ પોતાના ભાઈને જે સલાહ આપી ગયો હતો, તે પ્રમાણે તેણે ઈસાબેલામાંથી નવી વસ્તીનો મુકામ ઊઠાવીને તે ટાપુની સામેની બાજૂઉપર એક સારી વિશાળ જગા પસંદ કરીને સેન્તદોમિંગો શહેર વસાવ્યું હતું. પશ્ચિમ મહદ્વીપ માંહેના યૂરોપી લોકોનાં સર્વ શહેરોમાં એ શહેર ઘણી મુદ્દતસૂધી પ્રખ્યાત તથા સ્પાનિઅર્દ લોકોની મુખ્ય અદાલતોનું સ્થાન હતું. તે ટાપુના જે ભાગોમાં કોલમ્બસ ગયો ન હતો અથવા જ્યાં તેણે પોતાની સત્તા સ્થાપી ન હતી ત્યાં, એ પેશકાર નવાબ એટલે કોલમ્બસના ભાઈએ આ નવું સ્થાન વસાવ્યા પછી, તુરત ચઢાઈ કરી, એવા હેતુથી કે સ્પાનિઅર્દ લોકો આ ઉદ્યોગમાં પડ્યાથી આળસુ થવાનો અથવા કાંઈ ફિતૂર કરવાનો અવકાશ ન પામે. ત્યાંના રહેવાશીઓમાં તેની સામે થવાનું સામર્થ્ય ન હતું. માટે તેઓએ તેના માગ્યા પ્રમાણે કર આપવાની હા કહી; પણ આ કર તેઓને એટલો તો ભારે લાગ્યો, કે તેઓને સ્પાનિઅર્દ લોકોના બળનું ઘણુંજ ભય હતું, તોપણ તેઓએ બેધડકથી થોડા કાળ પછી તેમની સાથે હથિઆર બાંધ્યાં. પરંતુ એ બંડ કાંઈ ભયંકર-

ન હતું, કાંજે બીકણ અને નાગ ઈન્દિઅન લોકોસાથે લડાઈ કરવામાં કાંઈ ભય અથવા તેનાપરિણામવિષે સંશય ન હતાં.

પણ પેશાકાર નવાબ આ યુદ્ધમાં ગૂંથાયેલો હતો એવામાં એક ઘણોજ ભયંકર હંગામો ઊઠ્યો. ફ્રાન્સિસ શેલ્દાનને નવા સંસ્થાનમાં બંદોબસ્ત તથા સમાધાન રાખવાનો અધિકાર કોલંબસે સોંપ્યો હતો, પરંતુ તે પ્રમાણે ન કરતાં ઊલટો પોતેજ બંડખોરોનો શિરોમણી થઈ પડ્યો. અતિશય લોભથી આંધળો થઈને તે પોતાની પદવીને નાલાયક અને અવિચારી કામમાં પડ્યો. પોતાના સ્વદેશી લોકોને લલચાવીને પોતાની સાથ સામિલ કરવા માટે તેણે જે દલીલોનો ઉપયોગ કીધો તે સર્વ હલકી તથા પાયાવગરની હતી. કોલમ્બસ તથા તેના બે ભાઈઓ ઉપર તેણે આ પ્રમાણે આરોપ મૂક્યોઃ તેઓ ગર્વિષ્ઠ તથા જૂલમગાર છે, અહિંયાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો તેઓ ઈરાદો રાખેછે અને આપણા ઉપર સહેલથી અમલ બેસાડવા માટે આપણામાંથી કેટલાએકને ભૂખે તથા કષ્ટે મારી નાંખવાની તેઓની ધારણા છે; વળી તેણે કહ્યું, કે આ ત્રણ જેનોઈ પરદેશીના હાથ નીચે ગુલામની પેઠે સર્વ દુઃખ સહન કરીને રહેવું, એ વાતથી આપણ કાસ્તિલિયન લોકોના નામને મોટો બટ્ટો છે. પોતાની ઉપર દુઃખ પડતું હોય તે હાકેમની બદચાલથી પડેછે, એવું કહેવાનો તથા પરદેશીઓની સત્તા અને મોટી પદવી તરફ મત્સર દૃષ્ટિએ જોવાનો, મનુષ્ય માત્રનો સ્વભાવજ છે, માટે શેલ્દાનનું કહેવું તેઓનાં મનમાં સારી પેઠે ઠસ્યું, અને તેની આબરૂ તથા પદવીથી તેની વાતોનું વજન પડ્યું. ઘણાક સ્પાનિઅર્ડ લોકોએ એક મતથી આ શેલ્દાનને પોતાનો સરદાર બનાવ્યો, અને પેશાકાર નવાબ તથા તેનો ભાઈ એ બંનેની સામે હથિઆર બાંધીને પાદશાહનું ભંડારખાનું કબજ કીધું, તથા સેન્ત દોમિંગોના કિલ્લા ઉપર એકાએક હૂમલો કરવા-

નો પ્રયત્ન કર્યો; પણ એ કિલ્લાનો બચાવ ડોન દિએગો કોલમ્બસના સાવધપણાથી તથા ધૈર્યથી થયો. એ ફિતૂરી લોકોને ખારાગુવા પ્રાંતમાં હઠવું જરૂર થયું; અને આ પેશકાર નવાબની સત્તાની પોતે અવજ્ઞા કર્યાથી સંતોષ ન પામીને તેઓ ઇન્ડિઅન લોકોને સ્વતંત્ર થવા માટે ઉશ્કેરવા લાગ્યા.

જ્યારે કોલમ્બસ સેન્ત દોમિંગોમાં આવ્યો ત્યારે તે સંસ્થાનમાં આ પ્રકારની અવ્યવસ્થા જોવામાં આવી, અને કાનેરી દ્વાપુમાંથી જે ત્રણ વહાણોને રવાને કીધાં હતાં તે હજુ સૂધી આવ્યાં ન જોઇને તેને મોટું આશ્ચર્ય લાગ્યું. સુકાનીઓના અજ્ઞાનથી તથા પાણીના પ્રવાહના જોરથી તે વહાણો સેન્ત દોમિંગોથી પશ્ચિમ દિશા તરફ ૧૬૦ મૈલને અંતરે ધસડાઈ ગયાં હતાં તથા ખારાગુઆ પ્રાંત, જ્યાં રોલ્દાન તથા તેની સાથેના ફિતૂરી લોકોએ છાવણી કીધી હતી ત્યાંના એક બારામાં રક્ષણ માટે વહાણોને વાળવાં પડ્યાં હતાં. પેશકાર નવાબ સામે બંડ કીધાની વાત રોલ્દાને આ વહાણોના નાખુદાઓની આગળ સાવધપણાથી છૂપાવી રાખી, અને મોટી યુક્તિથી પોતાના ઉપર તેઓનો વિશ્વાસ સંપાદન કરી લેઇને તથા આપણે ખુશ્કી માર્ગે સેન્ત દોમિંગો જઇશું એવું કહીને, તે વહાણોમાંના ઘણાક નવા સ્પાનિઅર્દ લોકોને પોતાની સાથે રાખ્યા. આ માણસોને પોતાના પક્ષ તરફ લાવવામાં રોલ્દાનને ઘણી દલીલનો ઉપયોગ કરવો પડ્યો નહિ. તેઓ સ્પેન દેશના બંદીખાના માંહેના ઘણાજ દુર્ગુણી મનુષ્યો હતા. આ માણસોને આળસ, બદફેલ તથા દુષ્ટકર્મ શીખવવાં પડે એવું નહતું, અને એવાં કામો કરવાનો તેઓને મહાવરો હતો, માટે તેઓ ઘણી ખુશીથી સામિલ થયા. નાખુદાઓએ પોતાના વહાણોમાંથી એટલાં બધાં માણસોને ઊતારી દીધાં કે એમાં તેઓની જે ચૂક થઇ, તે તેઓને ઘણી મોડી માલૂમ પડતાંજ

તેઓએ સેન્ત દોમિંગો તરફ વહાણો હંકારયાં, અને એ બંદરમાં કોલમ્બસ પહોંચ્યા પછી થોડેક દિવસે તેઓ પણ ત્યાં સલામત આવી પહોંચ્યા; પણ એવી લાંબી મુદ્દતની સફરમાં તેઓનું ભાથું ખરી ગયું હતું, તેથી તેઓની પાસેથી તે સંસ્થાનના લોકોને થોડોજ આશ્રય મળ્યો.

એવા શૂરા તથા જીવના આથા માણસોના ટોળાની કુમક આવી મળ્યાથી રોલ્દાન ઘણોજ ભયંકર થઇ પડયો તથા તે ભારે તલબ કરવા લાગ્યો. એ પુરૂષની કૃતઘ્નતા તથા તેની સાથે સામિલ થયેલા લોકોનો ઉન્માદ જોઇને કોલમ્બસને ઘણોજ ક્રોધ ચઢયો, તોપણ ઉતાવળો થઇને તેણે તેઓની સાથે યુદ્ધ કીધું નહિ. તેણે વિચાર્યું, કે માંહોમાંહે લડાઇ થયાથી બેઉ પક્ષ માંહેનો કોઇ પક્ષ વિજય પામે, તોપણ બંનેની સત્તા તથા શક્તિ એટલી તો કમી થાય કે તેણે કરીને સાધારણ શત્રુને એકત્ર થઇને બેઉ પક્ષનો નાશ કરવાનું ઉત્તેજન મળે. સ્વદેશીઓમાં લડાઇરૂપી અગ્નિ સળગાવવાનો વિચાર કરવાને કોલમ્બસને મોટી કંપારી છૂટી. તેણે જોયું કે, જે ખોટા વિચાર તથા વિકારથી બંડખોરોએ મારી સામે હથિઆર બાંધ્યાં, તેઓની અસર હમણા મારા પક્ષકારોને થઇછે, તેણે કરીને તેઓમાંના ઘણાખરા ચાકરીને પ્રતિકૂળ છે અને તેઓ સર્વે પોતાના કામ ઉપર મન લગાડતા નથી. લોકોના કલ્યાણઉપર નજર રાખીને અને પોતે એવી સ્થિતિમાં આવી પડયો જોઇને, કોલમ્બસે બંડખોરોની સાથે લડાઈ કરવાના કરતાં સલાહ કરવાની યુક્તિ પસંદ કીધી. જે નારાજી થયેલા લોકો પોતાની ચાકરી ઉપર પાછા આવશે તેમને માફી મળશે એવું જાહેરનામું સુવેળાએ ફેરવ્યાથી તેઓમાંના કેટલાએકનાં મન ઉપર અસર થઇ. જે લોકોને સ્પેન દેશમાં પાછા જવાની ઇચ્છા હોય, તેમણે સુખેથી જવું, એવો કરાર કી-

ધાથી જે દુર્દૈવી લોકો રોગ તથા નિરાશાને લીધે તે દેશથી કંટાળેલા હતા તેઓને તેણે મોહમાં નાંખ્યા; રોલ્દાનને તેના આગલા હોદ્દા ઉપર પાછો બહાલ કરવાનો વિશ્વાસ આપ્યો, તેથી તેનો ક્રોધ શાંત થયો, અને તેણે પોતાના પક્ષકારોનેવાસ્તે જે કાંઈ માગ્યું તેમાંનું ઘણુંખરું આપવાને કોલમ્બસ કબૂલ થયાના સબબથી તેઓના લોભને તૃપ્તિ મળી. આ પ્રમાણે ઘણીક મુદત સૂધી બંડખોર લોકોની સાથે ભાંજગડ કીધા પછી હળવે હળવે તથા કોઈના જાનને નુકસાન ન પહોંચાડતાં જે બંડખોરોથી નવી વસ્તીનો નાશ થવાનું ભય હતું તે લોકોનો મેળાપ તોડી પાડીને ત્યાં વ્યવસ્થા, બંદોબસ્તી રાજ્ય, અને સમાધાન એઓની કોલમ્બસે સ્થાપના કીધી.

આ બંદોબસ્ત પ્રમાણે બંડખોરોને તે ટાપુમાં જુદા જુદા ભાગોમાં જમીન કાઢી આપી, અને એ નવા માલિકોને વાસ્તે ઠરાવેલી જમીન ખેડવા સારૂ પ્રત્યેક પ્રાંતના ઇન્દિઅન લોકો પાસેથી કર લેવા બંધ કરીને, તેને બદલે તેઓને તે કામ કરવાનું સોંપ્યું. રોગિષ્ટ તથા શક્તિહીન સંસ્થાનમાં એવા કાયદા સ્થાપવાની ગમે એટલી જરૂર હોય, તોપણ એવા કાયદાથી સ્પાનિઅર્ડ લોકોનાં જુદાં જુદાં સંસ્થાનમાં ઇન્દિઅન લોકોના વેરાઇ જવાના સબબથી તે દુર્દૈવવાન લોકો ઉપર નાના પ્રકારનાં દુઃખ આવી પડ્યાં તથા ઘણો જૂલમ થયો. એ સિવાય બીજાં કેટલાક માઠાં પરિણામો હિસ્પાન્યોલામાં જે બંડ થયું તેને લીધે થયા. તે બંડને લીધે આ મહાદ્વીપમાં વધારે શોધ કરવાના કામમાં કોલમ્બસને મોટો અટકાવ થયો; કેમકે પોતાના જીવનું રક્ષણ કરવા માટે પોતાનો ભાઇ જે પેશકાર નવાબ તેને તથા ખલાશીઓને સફરમાં મોકલવા ધારેલા હતા તેઓને પોતાની પાસેથી ન ખસેડ-

ઈ૦ સ૦ ૧૪૯૯

વાની કોલમ્બસને ફરજ પડી. કામકાજમાંથી ફુરસદ પામતાંજ તેણે પોતાનાં કેટલાંક વહાણોને સ્પેન દેશ રવાને કીધાં, અને તેઓમાં પોતાની સફરનું પર્યટન વિવરણ, પોતે શોધી કાઢેલા નવા દેશોનું વર્ણન, જે કિનારેથી તેણે વહાણો હંકાર્યાં હતાં તેનો નકશો, તથા ઇંડિઅન લોકો સાથે વ્યાપાર કીધાથી જે સોનું, મોતી અને બીજા નવાઈના અથવા મૂલ્યવાન પદાર્થો તેને મળ્યા હતા, તેમના નમૂના એ સર્વ મોકલીને હિસ્પાન્યોલાના બંડ વિષેની હકીકત પણ લખી મોકલી. ફિતૂરી લોકો નવા સંસ્થાનમાં મોટું તોફાન ઊઠાવીને તેનો નાશ કરવાને તૈયાર થતા હતા એટલુંજ નહિ, પરંતુ તેઓએ નિષ્કારણે પોતાના શ્રેષ્ઠોની સામે થઈને નવા શોધ તથા સુધારો કરવાના પ્રયત્નમાં મોટો અટકાવ કીધો, એવાં તોહમતો તે ફિતૂરી લોકો ઉપર કોલમ્બસે મૂક્યાં. નવી વસ્તીમાં સારો બંદોબસ્ત ચલાવવા માટે તથા હાલનાં નરમ પડી ગયેલાં બંડ આગળના કરતાં વિશેષ જોરથી કદાચિત્ ઊઠશે, એવું ધારીને બંડવૃત્તિની જડ કાઢવા માટે તેણે કેટલાક કાયદા દરબારની સમ્મતિને માટે મોકલ્યા. એજ વહાણમાં રોલ્દાન તથા તેના પક્ષકારો પોતાની ચાલચલણ ઉપર દૂષણ ન આવે એવાં કારણો તથા કોલમ્બસ તથા તેના ભાઈઓની નિંદા લખી મોકલવામાં ચૂક્યા નહિ. સ્પેન દેશના દરબારમાં રોલ્દાન તથા તેના પક્ષકારોની વાત ઉપર મોટો ભરૂસો બેઠો તેણે કરીને અણચિંત્યા પરિણામો નીકળી આવ્યા, અને સ્પેન દેશની આબરૂને તથા કોલમ્બસના સુખને મોટો ધક્કો લાગ્યો.

પરંતુ આ પરિણામો લખવાની પૂર્વે, ધ્યાનમાં રાખવા લાયક કેટલીક અગત્યની બિના જેનો પશ્ચિમ મહાદ્વીપના ઈતિહાસ સાથે સંબંધ છે, તેઓવિષે આ ઠેકાણે કાંઈ કહેવું જોઇએ. જે વેળા કોલમ્બસ પશ્ચિમ મહાદ્વીપની સફરો કરવામાં પડ્યો હતો તે

અરસામાં શોધેચ્છા જે પ્રથમ પોર્તુગાલ દેશમાં વૃદ્ધિ પામીને સાહસિક થઈ હતી તે ત્યાં મંદ પડી નહિ. તેને યશ મળ્યો જોઈને તથા તેની યોજનાને તુચ્છ ગણી કાઢી તેથી હવે પોર્તુગીઝ લોકો પશ્ચાત્તાપ પામીને પોતાની મૂર્ખાઈ ઉપર દોષ મૂકવા લાગ્યા. કોલમ્બસ કરતાં મોટાં કામો કરવાની ઈર્ષા તથા પોતાની ચૂકનો બદલો સ્વદેશને વાળી આપવાની ઉત્કંઠા પોર્તુગીઝ લોકોમાં ઉત્પન્ન થઈ. આ દેશનો ઈમાનુએલ રાજા પોતાના પૂર્વાધિકારીઓની પેઠે સાહસકર્મી હતો. એણે કેપ ગુડહોપને રસ્તે હિંદુસ્તાનમાં પહોંચવાનો માર્ગ શોધી કાઢવાની તેઓની મોટી યોજનાને પડતી ન મૂકતાં મોટું ઉત્તેજન આપ્યું, અને પોતે સિંહાસન ઉપર બેઠા પછી તરતજ આ ભારે સફર માટે વહાણોનો કાફલો તૈયાર કરીને મોટો આશ્રય આપ્યો; તથા તે કાફલાનો અધિપતિ વાસ્કો દિ ગામાને નીમ્યો. એ પુરૂષ અમીર ખાનદાનનો, સદ્‌ગુણી, શાણો, ધૈર્યવાન અને આ પદવીને યોગ્ય હતો. તે સમયે લોકોને વહાણના કામમાં ઘણું જ્ઞાન ન હતું, અને શોધને માટે વહાણોનું સૈન્ય હલકું મોકલતા, તેજ પ્રમાણે આ સૈન્ય પણ માત્ર નાનાં નાનાં ત્રણ વહાણોનું હતું, અને એવા ભારે કામને માટે જેટલું જોઈએ તેટલું લશ્કર તેમાં ન હતું. નિયમિત વાયુ અને મોસમનો વાયુ એ પવનોને લીધે આટ્‌લાન્ટિક મહાસાગરમાં તથા આફ્રિકા અને હિંદુસ્તાન એઓની વચ્ચેના સમુદ્રમાં કોઈ ઋતુમાં વહાણો ઘણી સહેલાઈથી ચાલી શકેછે તથા કોઈ ઋતુમાં તેઓને જોખમ પહોંચેછે એટલુંજ નહિ, પણ ઘણું કરીને તેઓ મુતલક ચાલી શકતાં નથી. આ સમયે યૂરોપી લોકોને એ પવનોની ગતિ વિષેની થોડીજ સમજ હતી, માટે ગામાની રવાનગી સારૂ જે કાળ પસંદ કીધામાં આવ્યો તે સર્વ કરતાં વિશેષ પ્રતિકૂળ હતો. જુલાઈ મહીનાની ૯ મી તારીખે લિસ્બોનથી ઊપડીને તેણે દક્ષિણ તરફ વહાણો

ઈ૦ સ૦ ૧૪૯૭.

હંકાર્યાં, અને ચાર મહીનાસૂધી મ્હોના પવનમાં ઝોક્ષા ખાધા પછી તે કેપગુડહોપ પહોંચ્યો. આ ઠેકાણે પવનનું જોર કમતી થવા લાગ્યું, અને એ શાંત પવન રહ્યો તેટલામાં તે ભયંકર ભૂશલાંકા જેની પેલી તરફ અત્યાર સૂધી કોઈ વહાણો ગયાં ન હતાં

તા૦ ૨૦મી નવેંબર૯૬ તેની પ્રદક્ષિણા કરીને આફ્રિકા ખંડને કિનારે કિનારે ઈશાન દિશાએ તેણે પોતાનાં વહાણો હંકાર્યાં. તે ઘણાંક બંદરોમાં થતો ગયો; અને તેના ઉપર ઘણીક મુસીબતો ગુજર્યા પછી તેણે મેલિદાના બંદર આગળ વહાણો નાંગર્યાં. આ સંકટને સમયે તેણે જે વર્ત્તણુક તથા હિમ્મત દેખાડી તે વિષે પોર્તુગીઝ ઈતિહાસ કર્ત્તાઓ વાજબી રીતે તેની ઘણી સ્તુતિ કરેછે. આફ્રિકા ખંડના કાંઠા ઉપર સેનેગાલ નદીથી તે જંગબારની સરહદ સૂધીના સઘળા દેશોના લોકો જંગલી તથા અણસુધરેલા અને વિદ્યા, કળા તથા વ્યાપારમાં અજ્ઞાન તેઓના જોવામાં આવ્યા. આ લોકોનાં ચહેરા તથા રૂપ અને તેઓની ચાલચલણ તથા નિયમો યૂરોપી લોકોથી કેવળ જુદાં હતાં. જેમ જેમ તેઓ ત્યાંથી આગળ ચાલ્યા તેમ તેમ હળવે હળવે સુંદર આકૃતિનાં મનુષ્યો તેઓની દૃષ્ટિએ પડતાં ગયાં, તેથી તેઓને મોટો આનંદ થયો. હવે એશિઆ ખંડના જેવી આકૃતિના લોકો તેઓના દીઠામાં વધારે આવવાં લાગ્યા; તે લોકો સુધરેલા, વિદ્વાન, અને મુસલમાની ધર્માનુસારી હતા, અને તેઓમાં મોટો વ્યાપાર ચાલતો હતો. હિંદુસ્તાનમાંથી આવેલાં કેટલાંક વહાણો તે સમયે મેલિદાના બંદરમાં હતાં. પોતાના કામમાં પાર પડવાના મોટા ભરૂંસાથી ગામા હવે સફર કરવા લાગ્યો, અને પોતાની સાથે એક મુસલમાન સુકાનીને રાખીને તેના કહ્યા પ્રમાણે હંકાર્યાથી પોર્તુગીઝ લોકો ઈસવી સન ૧૪૯૮ ના મે મહીનાની ૨૨ મી તારીખે મલ-

બાર કાંઠા ઉપર કાલીકટ નામે શહેરમાં આવી પહોંચ્યા. આ અતિ સુધરેલા હિંદુસ્તાન દેશની દોલત, વસ્તી, ખેતીવાડી, ઉદ્યોગ તથા કળા વિષે યૂરોપી લોકોને અત્યાર સૂધી પૂર્ણ વર્તમાન મળ્યું ન હતું, તે ઉપરથી આ સર્વ બાબતો વિષે ગામાએ જે કલ્પના કીધી હતી તેના કરતાં હવે ઘણુંજ તેના દીઠામાં આવ્યું. ત્યાં સંસ્થાન સ્થાપવા માટે તેની પાસે પૂરૂં લશ્કર ન હતું, અથવા વ્યાપાર કરવા લાયક કાંઈ જનસો ન હતી, માટે ઉતાવળથી તે પાછો પોર્તુગાલ દેશ જવાને નીકળ્યો, અને લિસ્બોન બંદર મૂકયાને બે વર્ષ બે મહીના અને પાંચ દહાડા થયા પછી, એટલે ઈસવી સન ૧૪૯૯ ના સપ્ટેમ્બર મહીનાની ૧૪ મી તારીખે પોતાનું કાર્ય સિદ્ધ થયાની વધામણી લઈને તે પાછો તેજ બંદરમાં આવી પહોંચ્યો. જે દિવસથી પ્રથમજ લોકોને વહાણો ચલાવવાનું જ્ઞાન થયું, તે દિવસથી તે અત્યાર સૂધીની સફરોમાં ગામા જેવી લાંબી તથા ઘણીજ જોખમ ભરેલી સફર કોઈએ કીધી ન હતી.

આ પ્રમાણે પંદરમા સૈકડામાં મનુષ્ય જાતિને વાસ્તવ્ય પૃથ્વીની સ્થિતિનો જેટલો શોધ લાગ્યો તેટલો આગળ કોઈ કાળે લાગ્યો ન હતો. પ્રથમ શોધ કરવામાં લોકોની હિમ્મત ઘણી ચાલતી ન હતી, તેથી તેઓ પોતાનાં વહાણો ઘણાં દૂર લઈ જતા ન હતા, અને લાંબા શોધ કરવામાં તેઓને બીક તથા શંકા ઉત્પન્ન થતી. જેમ જેમ તેઓને શોધ લાગતા ગયા તેમ તેમ તેઓ હિમ્મત પકડીને સમુદ્રમાં બેધડક દૂર જવા લાગ્યા. જેમ જેમ તેઓ આગળ ચાલ્યા, તેમ તેમ તેઓમાં મોટું ધૈર્ય આવતું ગયું, અને અજ્ઞાન તથા ભયને લીધે તેઓ અત્યાર સૂધી જે થોડી સીમામાં ફરયાં કરતા હતા તે હવે બેધડક વટાવી ગયા. આફ્રિકા ખંડના કિનારા ઉપર કેપ દિવેર્દ, કેપ નોનથી દક્ષિણ દિશાએ માત્ર બાર અંશને અંતરે છે; તોપણ આ બે ભૂશાલાકાવચ્ચે આફ્રિકા

ખંડને કાંઠે કાંઠે સફર કરવામાં પોર્તુગીઝ લોકોને ઘણું કરીને ૫૦ વર્ષ લાગ્યાં. વિષુવવૃત્ત મૂકીને પૃથ્વીના બીજા અર્દ્ધ ગોળમાં જવાને, અને આફ્રિકા ખંડનીદક્ષિણ સીમા જે કેપ વેર્દથી ૪૯ અંશને અંતરે છે ત્યાં પહોંચવાને, તેઓને શુમારે ત્રીસ વર્ષ લાગ્યાં હતાં. આ સૈંકડાના છેવટનાં સાત વર્ષની અંદર પશ્ચિમ દિશામાં નૂવા મહાદ્વીપનો શોધ લાગ્યો અને તે કામમાં મનુષ્યને પૃથ્વીના જે ભાગોનું જ્ઞાન હતું તેઓથી એ મહાદ્વીપ કાંઈ નાનો ન હતો. પૂર્વ દિશામાં અજાણ્યા સમુદ્રો તથા દેશોનો શોધ લાગીને યૂરોપ, અને માતબર દેશ જે હિંદુસ્તાન, એઓની વચ્ચે વ્યવહાર શરૂ થયો. આ વ્યવહાર માટે તે ખંડના લોકો ઘણીજ ઇચ્છા રાખતા હતા, પરંતુ અત્યાર સૂધી તે પૂર્ણ થઈ ન હતી. આ કાળસૂધી તે લોકોને જે કાંઈ ઉમદા લાગતું હતું, તે હવે આ અણચિંત્યા તથા આશ્ચર્ય સરખા શોધની આગળ તુચ્છ દેખાવા માંડયું; હવે મોટી મોટી વસ્તુઓ તરફ તેઓનું મન દોડયું, અને તે સંપાદન કરવાની આશાથી લોકોને ઉત્તેજન તથા હોંસ ઉત્પન્ન થયાં, તેણે કરીને તેઓ પોતાની બુદ્ધિનો આ નવાં કામોમાં ઉપયોગ કરવા લાગ્યા.

એવાં સાહસ કર્મ કરવાની હિમ્મત સ્પેન દેશમાં તુરત થયેલી હતી; પણ હળવે હળવે તે ઘણી વધવા લાગી. તે દેશ માંહેથી શોધ કરનાર અત્યારસૂધી એકલો કોલમ્બસજ હતો; અને તેને સરકારથી આશ્રય મળ્યો હતો; પરંતુ જે દેશમાં તે જઈ આવ્યો હતો તેની મોટી મોટી હકીકતો તેણે કહી તે ઉપરથી તથા નૂવા દેશોમાંથી તે દોલત લાવ્યો હતો તે જોવાથી, જે સાહસિક પુરુષો પાસે સરકારી કામકાજ ન હતું તેઓ લાલચમાં પડ્યા, અને પોતાના ખર્ચથી વહાણો તૈયાર કરીને નવા દેશોના શોધ માટે સફર કરવાને તેઓ સિદ્ધ થયા. સ્પેન દેશની વસૂલાત

ઘણી ન હતી અને પશ્ચિમ મહાદ્વીપ તરફની સફરમાં ઘણો ખર્ચ થયો હતો; વળી આ સફરેથી આગળ ઘણુંજ દ્રવ્ય મળશે એવી આશા હતી ખરી, પણ હાલ તેથી થોડોજ નફો થયો હતો. આ સર્વ કારણો ઉપરથી સફરેનો ખર્ચ પોતાને માથેથી કાઢીને રૈયત ઉપર નાંખવો એવી સ્પેન દેશના દરબારની ઘણીજ ઈચ્છા હતી. જે કામોથી લોકોને નિઃસંશય લાભ થાય, પરંતુ તે માથે લેનારને થાય કે નહિ એનો નિશ્ચય નહિ, એવાં કામો આ સાહસકર્મી લોકોના લોભ, ચતુરાઈ અને શ્રમથી પાર પડવાની જે સંધિ આવી, તે રાજા રાણીએ જવા દીધી નહિ. આલોન્સો દિ ઓજેદા નામે શૂરો તથા ચપળ કારભારી જે કોલમ્બસની બીજી સફરમાં તેની સાથે ગયો હતો, તેણે આ કામ પ્રથમ માથે લેવાનું કહ્યું. ઓજેદાની પદવી તથા આબરૂને લીધે, સેવીલના વ્યાપારી લોકોમાં તેની એટલી સારી સાખ હતી, કે તેઓએ તેને કહ્યું કે જો સરકારથી સફરનો પરવાનો મળે તો તમને અમે ચાર વહાણો તૈયાર કરી આપવાને કબૂલ છીએ. જે વાત દરબારને મન ગમતી તે બાબતની અરજ બાદાહોસના ધર્માધ્યક્ષના ભારે વસીલાથી સહેલથી મંજૂર થઈ. કોલમ્બસનો અનુમત ન લેતાં અથવા ઇસવી સન ૧૪૯૨ ના કરારનામાની રૂએ તેને જે હક્ક તથા સત્તા મળ્યાં હતાં તે ઉપર કાંઈજ લક્ષ ન દેતાં,સ્પેન દેશના દરબારે ઓજેદાને પશ્ચિમ મહાદ્વીપમાં જવાની આજ્ઞા આપી. આ પુરુષને માર્ગ વિષેનું જ્ઞાન થવા માટે એ ધર્માધ્યક્ષે કોલમ્બસની છેલ્લી સફરનું પર્યટન વિવરણ તથા તેણે જે દેશોનો શોધ કીધો હતો તેના નકશા આપ્યા. ઓજેદા કાંઈ નવા માર્ગમાં પડ્યો નહિ,પરંતુ જે રસ્તે કોલમ્બસ હંકારી ગયો હતો, તેજ રસ્તો નીચપણાથી પકડી રહીને પારીઆના કિનારા ઉપર આવી પહોંચ્યો. ઓજેદા ત્યાંના લો-

મે. ૯

કોસાથે વ્યાપાર કરયા પછી પશ્ચિમ દિશા તરફ વહાણો હંકારી-
ને કેપ દિવેલા સૂધી આવ્યો, અને કોલમ્બસ જયાંસૂધી તે કાંઠા
ઉપર ગયો હતો તેની પેલી તરફ તેણે કિનારે કિનારે વહાણો
હંકારયાં. આ પારિઆ દેશ અમેરિકા ખંડનો એક ભાગ છે
એવું જે કોલમ્બસનું મત હતું તેનો એ પ્રમાણે નિશ્ચય કીધા પછી આ પુરુષ હિસ્પાન્યોલાને રસ્તે **અકટોબર.**
પાછો સ્પેન હંકારી ગયો. એ સફરથી ઓજેદાને શોધ કીધાની
કાંઇક કીર્ત્તિ મળી ખરી; પરંતુ એ કામને આશ્રય આપનાર
લોકોને તેથી કાંઈ ઘણો નફો થયો નહિ.

આ સફરમાં ઓજેદાની સાથે અમેરિગો વેસ્પુચ્છી નામે
ફલોરેન્સ શહેરનો એક ગૃહસ્થ ગયો હતો. વહાણમાં તે કિયા
હોદ્દા ઉપર હતો એ વાત નિશ્ચિતપણે માલૂમ નથી; પરંતુ તે
વહાણના કામમાં અનુભવી તથા નાવિક વિદ્યામાં જે શાસ્ત્રોનો
ઉપયોગ પડેછે તેઓમાં ઘણો પ્રવીણ હતો, માટે તેના સોબતી-
ઓમાં તેનું એટલું વજન પડી ગયું કે પોતાની ખુશીથી તેને
મોટો અધિકારી ગણીને તેઓ સફરમાં તેની આજ્ઞા પ્રમાણે
ચાલ્યા. પાછો આવ્યા પછી થોડા કાળમાં અમેરિગોએ પોતા-
ની ભારે સફરનો તથા શોધનો વૃત્તાંત એક સ્વદેશ મિત્રને લખી
મોકલ્યો. પોતે મોટાં કામો કીધાંછે એવું દેખાડવાની પતરાજી
બીજા પ્રવાસીઓની પેઠે તેના મનમાં ઉત્પન્ન થઈ; માટે મોટા
ચાતુર્ય તથા દૃઢ વિશ્વાસથી તેણે ઉપર કહેલો વૃત્તાંત એવી રીતે
લખ્યો, કે તેથી એવું માલૂમ પડે કે નવો મહાદ્વીપ શોધી કાઢ્યા-
ની કીર્ત્તિને પોતેજ યોગ્ય છે. અમેરિગોએ આ વૃત્તાંત મોટી
યુક્તિથી લખીને તેમાં સારી મીઠાશ મૂકી. પોતાની સફરની
મનોરંજક હકીકત તથા પોતે જોયેલા દેશોની સ્વતઃસિદ્ધ ઊપજ
નીપજ અને ત્યાંના લોકો તથા તેઓની ચાલચલણ, એ વિષે

ડહાપણ ભરેલી સૂચના તેણે તે વૃત્તાંતમાં લખેલી હતી. નવા મહાદ્વીપના કોઈ પણ ભાગ વિષેનો વૃત્તાંત અદ્યાપિ પ્રસિદ્ધ થયો ન હતો. માટે આ ગ્રંથ, જેથી નવી તથા અદ્ભુત વાતો જાણવા વિષેની મનુષ્યોની હોંસ તૃપ્ત થાય તે, લોકોમાં ઘણો જલદીથી પ્રસરી ગયો, અને તે સાનંદાશ્ચર્યથી તેઓ વાંચવા લાગ્યા. આ મોટો દેશ જેનો શોધ કરનાર અમેરિગો મનાતો હતો, તેનું નામ હળવે હળવે એજ પુરુષના નામ ઉપરથી પડ્યું. મનુષ્યના મનના તરંગ ઘણું કરીને કારણ વિનાના તથા ગેરવાજબી હોયછે. એવાજ તરંગને લીધે આ ભૂલ નિરંતર ચાલે એવી થઈછે. સર્વ લોકોના હકારથી પૃથ્વીના આ નવા ભાગનું નામ અમેરિકા પડ્યુંછે. આ દૈવવાન ઠગે પોતાના ખોટા ડોળથી પશ્ચિમ મહાદ્વીપના ખરા શોધી કાઢનાર (એટલે કોલમ્બસ) ની કીર્તિ હરણ કરી લીધી. કોલમ્બસને ઠેકાણે અમેરિગોનું નામ પ્રસિદ્ધ થયાનો અન્યાય ઘણો કાળ વહી ગયાના સબબથી હવે ફરી શકતો નથી, એ વાત મનુષ્ય જાતિને શોકકારક છે.

એજ વર્ષમાં બીજા દેશોનો શોધ કરવા માટે નવી સફર થઈ. કોલમ્બસે સ્પેનના લોકોમાં સફર કરવાની હિમ્મત આણી એટલુંજ નહિ, પણ આ નવા વર્ત્તનક્રમમાં જે લોકો પ્રથમ પ્રખ્યાત થયા હતા, તે સર્વ કોલમ્બસના હાથ નીચે શીખેલા હતા, અને તેની સાથે સફરોમાં જઈને કુશળતા તથા માહિતગારી સંપાદન કરી લીધેલી હતી, તેણે કરીને કોલમ્બસની પેઠે સાહસ કર્મ માથે લેવાને તેઓ યોગ્ય થયા. આલોન્સો નિન્યો-જે કોલમ્બસની છેવટની સફરમાં ગયો હતો તેણે સેવીલના વ્યાપારી નામે ક્રિસ્તોફર ગ્વેરાની સાથે પન્તીઆળામાં એક વહાણ તૈયાર કીધું અને તેઓ બંને જણા પારિઆના કિનારા તરફ ઊપડી ગયા. આ સફરમાં તેઓએ લોકોનાં હિત કરતાં પોતીના ફાયદા ઉપર

વિશેષ લક્ષ આપ્યું એવું માલૂમ પડેછે. નિન્યો અને ઠવેરા એઓએ કાંઈ મોટા શોધ કીધા નહિ. પરંતુ તેઓ સુવર્ણ તથા મોતી એટલાં બધાં લાવ્યા. કે તે જોઈને સ્પેનના લોકોને એવાંજ સાહસ કર્મ કરવાની મોટી ઉત્કંઠા થઈ.

ઈ. સ. ૧૫૦૦ તા૦ ૧૪ મી જાન્યુઆરી. ત્યાર પછી કોલમ્બસની પહેલી સફરનો એક સાથી નામે વિન્સેન્ત યાનેઝ પિનઝોન એ પુરુષ પાલોસથી ચાર વહાણો લઈને નીકળ્યો. તે હિમ્મતથી દક્ષિણ દિશા તરફ હંકારીને વિષુવવૃત્તની પેલી તરફ ગયો. અત્યાર સૂધી કોઈ સ્પાનિઅર્ડ એ રેખાની પેલી તરફ હંકારી ગયો ન હતો; પરંતુ મારાગ્નોન (એટલે આમાઝોન લોકોની નદી) ના મુખની પેલી તરફના કિનારાના કોઈ ભાગ ઉપર તે ઊતર્યો એવું માલૂમ પડતું નથી. એ નવા શોધી કાઢેલા દેશો ભરત ખંડનો ભાગ છે, એવું કોલમ્બસનું જે ખોટું મત, તે આ સર્વ નાવિકોએ સ્વીકાર્યું.

અમેરિકા ખંડના જે રસાળ પ્રાંતની સીમા આગળ પિનઝોન અટક્યો હતો તેનો શોધ ૧૫ મા સૈકડાના છેવટના વર્ષમાં વિશેષે કરીને લાગ્યો. ગામાની હિંદુસ્તાનની સફરે પાર પડ્યાથી પોર્તુગાલ દેશના રાજાને ઘણુંજ ઉત્તેજન થયું, અને તેણે વહાણોનો એક ભારે જથો, જેથી વ્યાપાર ચાલે એટલુંજ નહિ, પણ નવા દેશોને હસ્તગત કરવાનો પ્રયત્ન થઈ શકે, તે તૈયાર કરીને તેનું અધિપતિપણું પેદ્રો આલવારેઝ કાબ્રાલને આપ્યું. આફ્રિકા ખંડના કાંઠા પાસે આડો અવળો પવન નડ્યાથી, અથવા ઘણી વાર પવન પડ્યાથી સફરમાં અટકાવ થશે, એવો કાબ્રાલને નિશ્ચય હતો, માટે તે કિનારાથી દૂર રહેવાના હેતુથી, તેણે પોતાનાં વહાણો પશ્ચિમ દિશા તરફ ઘણાજ કતરાતાં હંકાર્યાં. એવામાં વિષુવવૃત્તની દક્ષિણ દિશાએ દશ અંશને અંતરે એક અજાણ્યા દેશના

કિનારા ઉપર પોતે આવી પહોંચ્યો; એ જોઈને તે ઘણો વિસ્મિત થયો. તેણે પ્રથમ વિચારર્યું કે આ કોઈના જોયામાં નહિ આવેલો દેશ આટ્લાન્તિક મહાસાગર માંહેનો કોઈ બેટ હશે; પરંતુ કેટલાક દિવસ સૂધી તેને કિનારે હંકારીને આગળ ગયા પછી તેના વિચારમાં આવ્યું, કે એવો વિસ્તીર્ણ પ્રદેશ કોઈ મોટા ખંડનો ભાગ હશે; આ છેવટનું અનુમાન ખરૂં હતું. જે દેશમાં તે આવી પહોંચ્યો તે, દક્ષિણ અમેરિકાનો મોટો પ્રાંત જેને હમણા બ્રાઝિલ કરીને કહેછે, તે પ્રાંતના ઈલાકામાં છે. તે ત્યાં ઊતર્યો, અને તે દેશની જમીન ઘણી રસાળ તથા હવા ઘણી સારી છે એવું તેના જાણ્યામાં આવ્યાથી, તેણે પોર્તુગાલ દેશના રાજાને નામે તે દેશ હસ્તગત કરી લીધો, અને આ વાત જે ઘણી અગત્યની હતી અને જે બની આવશે એવી કોઈને આશા નહતી, તેની વધામણી સાથે તેણે લિસ્બોનમાં એક વહાણ મોકલ્યું. જે યોજના કોલમ્બસે કરી હતી તે, પોતાની ચપળ બુદ્ધિ, શાસ્ત્ર તથા અનુભવના પ્રબળથી અને મોટા શૌર્ય તથા ઉદ્યોગથી પાર પાડીને તેણે અમેરિકા ખંડનો શોધ કીધો. હમણા લોકોને એવું અભિમાન છે, કે આ મોટું કર્મ ( એટલે અમેરિકાનો શોધ ) મનુષ્યના બુદ્ધિબળે કરીને થયુંછે, પણ પોર્તુગીઝ લોકોની આ સફરથી એવું દીસેછે કે એજ મહત્ કર્મ દૈવગતિથી પણ થાત. મનુષ્યોને અમેરિકા ખંડ દેખાડવાનું કોલમ્બસમાં ચાતુર્ય ન હોત, તોપણ થોડાં વર્ષ પછી આ પ્રમાણે દૈવયોગે કરીને કાબ્રાલે પણ એજ કામ સંપાદન કીધું હોત.

સ્પાનિઅર્દ તથા પોર્તુગીઝ લોકોએ વારે ઘડીએ સફરો કરી તેથી પૃથ્વીના જે ભાગનો કોલમ્બસે શોધ કીધો હતો તેના વિસ્તાર તથા દોલત વિષે તેઓનું જ્ઞાન ઉત્તરોત્તર વધવા લાગ્યું ખરૂં, પણ કોલમ્બસને તેની મોટી ચાકરીના બદલામાં જે સુ-

ખ તથા આબરૂ મળવાં જોઈએ તે ન મળતાં તેના હાથ નીચેના લોકોના મત્સર તથા દ્વેષથી, અથવા સ્પેનના દરબારની કૃતઘ્નતાથી, તે મહાદુઃખમાં પડયો. રોલ્દાનની સાથે સલાહ થયાથી બંડખોરોનો જમાવ તૂટી જઈને તેઓનું જોર નરમ પડયું હતું ખરૂં, તોપણ તે ટાપુમાંથી કજિઆનું બીજ કાંઈ ગયું ન હતું. કેટલાક નારાજી થયેલા લોકો હજુસૂધી તેના તાબામાં આવ્યા ન હતા. એ બંડખોરોના હૂમલાને અટકાવવા અથવા તેઓના ગુનાની શિક્ષા કરવા કોલમ્બસને તથા તેના ભાઈઓને વારા ફરતી રણમાં જવું પડયું. આ કામમાંથી તેને નવરાસ ન મળવાના તથા નિરંતર ચિંતામાં રહેવાના સબબથી સ્પેન દેશના દરબારમાં તેના શત્રુઓનાં ભયંકર કાવત્રાં ઉપર તેનાથી બરાબર લક્ષ રખાયું નહિ. સેન્ત દોમિંગોમાંથી તેણે જે વહાણો યૂરોપ તરફ રવાને કીધાં, તેમાં જવાની જોગવાઈ સાધી લઈને જે લોકો તેના રાજ્યકારભારથી નારાજી થયેલા હતા તેમાંના ઘણાએક ગયા. આ દૈવહીન લોકાની આશા છેક ભંગ થયાના સબબથી તેઓને કોલમ્બસ ઉપર ઘણોજ ક્રોધ ચઢયો હતો. એ લોકોનું દુઃખ તથા દારિદ્ર જોઈને સ્પેન દેશના લોકોને દયા આવી, તેણે કરીને તેઓએ કોલમ્બસના ઉપર જે તોહમતો મૂકયાં તે ઉપર ભરૂસો બેઠો, અને તેઓની ફર્યાદ ઉપર લોકો લક્ષ દેવા લાગ્યા. પોતાના દુઃખની વિગતવાર હકીકત જાહેર કરીને તથા કોલમ્બસ ઉપરની તોહમતની કલમો લખીને અરજીઓ વારે ઘડીએ ગુજારયાથી રાજા રાણીને તેઓ ઘણી તસદી આપવા લાગ્યા. જયરે રાજા અથવા રાણી બહાર નીકળે ત્યારે આ પુરૂષો બંડખોરોની પેઠે તેઓની આસપાસ એકઠા થઈને ચઢેલા પગારનો તથા તેઓનાં સર્વ દુઃખનું મૂળ કારણ એટલે કોલમ્બસને શિક્ષા કરવાનો તકાજો કરે. જયારે કોલમ્બસના છોકરા તેઓને મળે ત્યારે "તમારા

બાપે પોતાની નાશકારક જિજ્ઞાસાથી નઠારા દેશો શોધી કાઢ્યા, તેણે કરીને સ્પેન દેશની સઘળી દોલત ખાલી થઈ જાયછે, અને તે દેશો સ્પાનિઅર્દ લોકોની મરણ ભૂમિ થશે," એવા તિરસ્કાર ભરેલા શબ્દો બોલીને તેઓને મંહેણા મારે. સ્પેન દેશના દરબારમાં કેટલાક પુરૂષો અસલથીજ કોલમ્બસની યોજનાને અટકાવ કરતા આવ્યા હતા અને પોતાના કામમાં પાર પડીને તેણે જે આબરૂ મેળવી તે જોઈને તેની અદેખાઈ કરતા હતા. અમેરિકાથી આવેલા જે નારાજી થયેલા લોકો કોલમ્બસને ખરાબ કરવાને પ્રસિદ્ધ રીતે પ્રયત્ન કરતા હતા, તેઓની સાથે આ દરબારી લોકો સામિલ થયાથી તેઓને ઘણુંજ બળ આવ્યું.

આ તોહમતો ફર્દિનાન્દ રાજાએ ખુશી થઇને પક્ષપાતથી સાંભળ્યાં. અમેરિકા ખંડના માતબરપણા વિષે કોલમ્બસે સારૂં બયાન કીધું હતું ખરૂં, પરંતુ ત્યાંની અત્યાર સૂધીની આવક એટલી થોડી હતી, કે તેથી સફરોનો ખર્ચ પણ પૂરો વસૂલ થઈ શક્યો ન હતો. સ્પાનિઅર્દ લોકોએ શોધ કરવામાં જે પ્રયત્ન કીધો હતો તેના બદલામાં તેઓને કીર્તિનો તથા આગળ વ્યાપારમાં મોટો નફો થશે એવી આશાનો માત્ર લાભ થયો હતો. પરંતુ અમેરિકા ખંડનો શોધ થયાથી જે આનંદ થતો તે ઘણી મુદ્દત વહી ગયાના સબબથી આ સમયે કમી થઈ ગયો, અને એ લોભી તથા મંદ સ્વભાવના રાજાનું મન માત્ર કીર્તિના લાભથી તૃપ્ત થયું નહિ. વ્યાપારનો ધર્મ શો છે, એ વિષેની તેઓને એટલી થોડી સમજ હતી, કે જે કામમાં તુરત લાભ થવાનો નહોય, તે કામમાં હાથ ન ઘાલીને દૂરના અથવા સાધારણ તથા હળવે હળવે થાય એવા નફાની આશા ઉપર તેઓ ભરૂંસો રાખતા નહતા. એઉપરથી ફર્દિનાન્દ રાજાએ વિચાર્યું, કે કોલમ્બસના સાહસકર્મને લીધે સ્પેન દેશને મોટું નુકસાન થયું; અને એવું ક-.

હું કે જે દેશમાં સોનું પુષ્કળ છે તે દેશમાંથી અત્યાર સૂધી અમને કાંઈજ મોટો લાભ થયો નહિ તેનું કારણ કોલમ્બસની બદચાલ, તથા રાજકારભાર વિષે તેનું અજ્ઞાન, એ સિવાય બીજું કાંઈજ નથી. કોલમ્બસ ઉપર ઈસાબેલ્લા રાણીની ઘણી મહેરબાની હતી, માટે તે તેને અત્યાર સૂધી આશ્રય આપતી આવી હતી; પરંતુ તેના ઉપર ઘણાં તોહમતો આવ્યાં જોઈને તેને પણ વહેમ આવવા લાગ્યો કે એટલા બધા લોકો નારાજી થયાછે, તેઓને બેશક દુઃખ પડયું હશે; માટે તેણીએ વિચાર્યું કે તેઓની દાદ સાંભળવી જોઈએ. કોલમ્બસના શત્રુ બાદાહોસના ધર્માધ્યક્ષે અદાવતના સબબથી રાજારાણીના કાન ભંભેરીને આ વહેમ ખરો છે એવું તેઓનાં મનમાં ઉતારયું.

જયારે રાણીએ બેશુમાર નિંદા ઉપર લક્ષ દેવા માંડયું ત્યારે કોલમ્બસના હકમાં ઘણો માઠો ઠરાવ થયો. કાલાત્રાવા કસ્બાનો એક ગૃહસ્થ નામે ફ્રાન્સિસ દિ બોવાદિલ્લાને હૂકમ થયો, કે તમારે હિસ્પાન્યોલામાં જઈને કોલમ્બસની ચાલચલણવિષે કુલઅખતિઆરથી તજવીજ કરવી, અને ખોટી રીતે રાજકારભાર ચલાવ્યાનું તોહમત તેના ઉપર સાબીત થાય, તો તેને બરતરફ કરીને ત્યાંની હકૂમત તમારે ચલાવવી. કોલમ્બસને અપરાધી ઠરાવ્યાથી આ ન્યાયાધીશને મોટો ફાયદો થાય એવી તે વિપરીત હૂકમની મતલબ હતી, માટે કોલમ્બસને વાજબી ઈનસાફ મળવાની કાંઈ જગા રહી નહિ. આ વેળાએ કોલમ્બસે તે ટાપુમાં સર્વ કજિઆ ટંટા શાંત પાડીને સ્પાનિઅર્દ તથા ઈન્ડિઅન લોકોને પોતાના હૂકમ પ્રમાણે ચાલતા કીધા હતા, અને સરકારને મોટી આમદાની તથા લોકોને મોટો ફાયદો થાય એવી રીતે ખાણોમાં કામ ચલાવવાનો અને તે દેશમાં ખેતી કરવાનો બંદોબસ્ત કીધો હતો; એવું છતાં બોવાદિલ્લાએ એ કામોનાં સ્વરૂપ તથા

યોગ્યતા ઉપર કાંઈજ નજર રાખી નહિ, અને જયારથી હિસ્પા-ન્યોલામાં તેણે પગ મૂક્યો ત્યારથી કોલમ્બસને ગુનેગારપ્રમાણે ગણવાનો તેણે નિશ્ચય કીધો હોય, એ રીતે તે વર્ત્તવા લાગ્યો. સેન્ત દોમિંગો માંહેનું કોલમ્બસનું ઘર જપ્ત કરીને તેની માલ, મિલ્કત, તે ગુનેગાર સાબીત થયો હોય એ પ્રમાણે,આ ન્યાયા-ધીશે પોતાના કબજામાં લીધી. દૈવયોગથી તે વેળાએ કોલમ્બસ પોતાના ઘરમાં ન હતો. બોવાદિલ્લા જોર જૂલમથી તે કિલ્લાનો તથા સરકારી ભંડારનો ધણી થઈ પડ્યો. તેણે સર્વ લોકોને હૂકમ કીધો કે અહિંયાંનો મુખ્ય નવાબ મને ગણવો જોઈએ. કોલમ્બ-સના કેદ કરેલા સર્વ કેદીઓને છોડી દઈને તેણે કોલમ્બસ ઉપર હૂકમ લખી મોકલ્યો, કે તમારી ચાલચલણનો જવાબ દેવા માટે અમારી રૂબરૂ દરબારમાં હાજર થવું. કાંઈ ઊઝત કીધા વિના બોવાદિલ્લાની આજ્ઞાપ્રમાણે ચાલવા વિષેનો કોલમ્બસના ઉપર-નો જે બાદશાહી ફરમાન, તેની નકલ આ હૂકમ સાથે તેણે મોકલી.

ફર્દિનાન્દ તથા ઈસાબેલ્લા એઓની કૃતઘ્નતા તથા તેઓનો ગેરઈનસાફ જોઈને કોલમ્બસ ઘણો દિલગીર થયો; પરંતુ પોતાની ચાલચલણ વિષેનો જવાબ દેવામાં તેણે કાંઈ વિલંબ કીધો નહિ. પાદશાહી ફરમાનને માન આપીને કાંઈજ ઊઝત ન કરતાં,જેને કોલમ્બસનો ઈનસાફ કરવાનો અધિકાર મળ્યો હતો એવો જે આ જૂલમગાર અને પક્ષપાતી ન્યાયાધીશ,તેની કચેરીમાં તે હા-જર થયો. બોવાદિલ્લાએ કોલમ્બસને પોતાની હજૂરમાં આવવા ન દેતાં તેને પકડવાનો તથા બેડી જડીને વહાણમાં સ્તાફીદથી મોકલી દેવાનો હૂકમ કીધો. એવા સંકટના વખતમાં પણ કોલ-મ્બસનું સ્વાભાવિક ધૈર્ય ગયું નહિ. તેને પોતાના પ્રમાણિકપણા વિષે પક્કી ખાતરજમા હતી, અને પોતાના મોટા પરાક્રમવિષેના વિચારથી મનનું સમાધાન કરીને પોતાની આબરૂને જે આ

ધક્કો લાગ્યો તેનું દુ:ખ મોટા ગંભીરપણાથી તથા મનઃપ્રૌઢતાથી તેણે સહન કીધું. કોલમ્બસને, દિલાસો દઈને તેનું દુ:ખ કમી કરે, એવું કોઈ માણસ તેની પાસે ન હતું. નવા સંસ્થાનમાં સ્પાનિઅર્દ લોકોને ઘણાંક લવાજમોની માફી આપવાથી અને તેઓમાંના જે પુરુષોએ તેની પાસે જેટલા ઇન્દિઅન લોકો માગ્યા તેટલા ઇન્દિઅન લોકો તેમને આપવાથી અને શાસનમાં તથા રાજબંદોબસ્તમાં લગામ ઢીલી મૂકવાથી, બોવાદિલ્લાએ લોકોની એટલી બધી પ્રીતિ સંપાદન કીધી કે સ્પાનિઅર્દ લોકો જેઓમાંના ઘણાખરા પ્રારબ્ધ ઉપર ભરૂસો રાખીને જોખમના કામમાં પડે એવા હતા, તથા દારિદ્ર અથવા અપરાધને લીધે જેઓને સ્વદેશ મૂકવો પડ્યો હતો, તેઓ કોલમ્બસને અપમાન પામેલો તથા કેદમાં પડેલો જોઈને નીચપણાથી હર્ષ પામવા લાગ્યા. હવે પોતાના સ્વભાવને તથા આગળની વર્ત્તણુકને અનુકૂળ આવે તેવું નિરંકુશ સ્વતંત્રપણું મળશે એવા વિચારથી તેઓ આનંદ પામવા લાગ્યા. જે લોકો કોલમ્બસના કામને તથા આબરૂને બટ્ટો લગાડવાને તૈયાર થયા હતા, તેઓની પાસેથી બોવાદિલ્લાને તેના ઉપર તોહમતો મૂકવાનાં સાધન મળ્યાં. કોલમ્બસના ઉપર હરેક કોઈ ગમે તેવાં અઘટિત તથા અસંભવિત તોહમતો મૂકે, તે સર્વનો બોવાદિલ્લા અંગીકાર કરે તથા કોલમ્બસની ચાડી કરનાર ગમે તેવો બદનામી હોય, તોપણ તેની વાત તે નામંજૂર કરે નહિં એવી નિર્લજ રીતે તથા તરફદારીથી તજવીજ કરીને તેનો પરિણામ બોવાદિલ્લાએ સ્પેન મોકલી દીધો. વળી કોલમ્બસને તથા તેના બંને ભાઈઓને બેડીઓ ઘાલીને સ્પેન મોકલવાનો તેણે હૂકમ કીધો; તેઓનું એટલું અપમાન કીધાથી સંતોષ ન પામતાં, તેણે નિર્દયપણાથી તેઓ ત્રણેને જુદાં જુદાં વહાણોમાં કેદ કરવાનો હૂકમ કીધો, તેણે કરીને એક બીજાની

સાથે દુઃખની વાત કરીને પોતપોતાના મનનું સમાધાન કરે એવી સંધિ તેણે તેઓને મળવા દીધી નહિ. એ ન્યાયાધીશનાં આ જૂલમગાર તથા ઉન્મત્ત કામો જોઈને હિસ્પાન્યોલાના સ્પાનિઅર્દ લોકો ખુશી થયા, તેથી તેઓએ પોતાના નામને તથા દેશને મોટો બટ્ટો લગાડ્યો; પરંતુ એક પુરુષ જે કોલમ્બસનાં કીધેલાં મહત્ કર્મોનો કદરદાન હતો, તેને દયા આવી ને એવું લાગ્યું કે કોલમ્બસની પદવી, વય અને યોગ્યતા લાયક જેને માન આપવું જોઈએ. જે વહાણમાં કોલમ્બસને કેદ કીધો હતો, તે વહાણનો નાખુદા નામે આલોન્સોદિ વેલેજો હતો. તે વહાણ તે ટાપુ છોડીને દૂર ગયું એટલે તેની પાસે આવીને મોટું માન આપી એ નાખુદા તેને કહેવા લાગ્યો, કે તમને ગેરવાજબી રીતે જે બેડીઓ ઘાલીછે તે હું કાઢી નાંખવાને તૈયાર છું. તે ઉપરથી કોલમ્બસે મનઃપ્રૌઢતાથી તથા રોષથી જવાબ દીધો કે, “ના, મારા રાજારાણીના હૂકમથી મારા પગમાં બેડીઓ પડીછે; અને તેઓની બીજી આજ્ઞા પ્રમાણેજ આ આજ્ઞા પણ મેં માથે ચઢાવીછે, એવું તેઓને માલૂમ પડશે. તેઓના હૂકમથી હું કેદ થયોછું અને તેઓનાજ હૂકમથી હું છૂટીશ.”

મોટું ભાગ્ય કે તેઓને સ્પેન પહોંચતાં ઘણા દિવસ લાગ્યા નહિ. જે વેળાએ ફર્દિનાન્દ તથા ઈસાબેલા એઓમે ખબર થઈ કે કોલમ્બસને બેડીઓ ઘાલીને કેદ કરી આણેલોછે, તેજ વેળાએ તેઓને લાગ્યું, કે આ બનાવથી સર્વ લોકો મોટા વિસ્મિત થશે, અને તેઓનાં મનમાં ખોટા વિચાર આવ્યાથી આપણને ગેરફાયદો થશે. તેઓએ આગળથી જાણ્યું કે ઘણીજ બક્ષિશને લાયક મહત કર્મો જે માણસે કીધાંછે તેને એવી અઘટિત રીતે બદલો મળેછે, એ જોઈને આખા યૂરોપના સર્વલોકો કોપાયમાન થઈને “સ્પેન દેશના

તા૦ ૨૩ મી નવેમ્બર.

લોકોનું કલ્યાણકર્ત્તા તથા ફર્દિનાન્દ તથા ઈસાબેલ્લા એઓના રાજ્યને પ્રખ્યાત કર્ત્તા એવો જે, કોલમ્બસ તેના ઉપર તેઓએજ ગેરવાજબી રીતે તથા કૃતઘ્નતાથી જૂલમ કીધો" એવું કહીને મોટો ઠપકો દેશે. રાજા રાણીને પોતાના દુરાચરણથી મોટી શરમ લાગી, અને કોલમ્બસને દુઃખ પડ્યું તેનો સારો બદલો વાળવાના ઈરાદાથી તથા તેઓની આબરૂને બટ્ટો ન લાગે એવા હેતુથી

ના૦ ૨૪ ડીસેંબર. તેઓએ કોલમ્બસને છોડી મૂકવાનો તાબડતોબ હુકમ કરીને તેને દરબારમાં આવવાનું આમંત્રણ કીધું, તથા ત્યાં આવવાને તેની પદવી લાયક પોશાકી કપડાં માટે કાંઈક અવેજ પણ મોકલ્યો. કોલમ્બસ હજૂરમાં આવીને રાજા રાણીને પગે પડ્યો, અને તેને નાના પ્રકારના વિકાર ઉત્પન્ન થયાના સબબથી, તેનું મન સ્થિર ન હતું, માટે કેટલીક વાર સૂધી તેનાથી કંઈજ બોલાયું નહિ. છેવટ તેના મનમાંનો ગભરાટ જતો રહ્યો, અને પછી પોતાના પ્રમાણિકપણા તથા સારા ઈરાદા વિષે ખાતરજમા થાય એવી સાબીતી સાથે પોતાની ચાલચલણનો જવાબ મોટું ભાષણ કરીને આપ્યો, અને સ્પષ્ટ રીતે સાબીત કરી આપ્યું કે મારા શત્રુઓએ દ્વેષથી મને પૈસે ટકે હેરાન કીધો, અને એટલું કરવાથી સંતોષ ન પામતાં હવે મારી આબરુ અને કીર્તિ રહેલાંછે તે પણ તેઓ ખૂંચી લેવાનો પ્રયત્ન કરેછે. ફર્દિનાન્દે તેની યોગ્યતા પ્રમાણે માન આપીને, તથા ઈસાબેલ્લાએ મોટી મમતાં તથા સન્માનથી તેની મુલાકાત લીધી. તેઓએ કોલમ્બસને કહ્યું, કે આ વાતની અમને કાંઈજ ખબર ન હતી, અને એ વાત થવાથી અમે ઘણાંજ દિલગીર છિયે. અને બંને જણાએ ભરૂસો આપ્યો કે હવેથી તમારૂં પ્રતિપાલન કરીને તમારાં ઉપર મહેરબાની રાખ્યાં કરીશું. બોવાદિલ્લા ન્યાયાધીશને એવાં સખ્તી ભરેલાં કામ કરવાની પોતે રજા આપી, એવો

વહેમ ન આવે માટે રાજા રાણીએ તત્ક્ષણ બોવાદિલ્લાને પદભ્રષ્ટ કીધો ખરે, પરંતુ નવા દેશોની નવાબીનો અધિકાર તથા હક્ક કોલમ્બસને પાછો સોંપ્યો નહિ. કોલમ્બસના વૈરીઓને શિક્ષા કરવાને અમે ખુશી છિયે, એવું તેઓ બહારથી દેખાડતાં હતાં ખરાં; પરંતુ જે મત્સરને લીધે બોવાદિલ્લાને તેઓએ એટલો અધિકાર આપ્યો હતો, કે તેણે કરીને કોલમ્બસનું અપમાન થયું, તે મત્સર તેઓના મનમાંથી હજુસુધી ગયો નહિ. જે પુરૂષના તેઓ ઘણાંજ ઓશિંગણ થયાં હતાં તેના ઉપર ભરૂંસો રાખવાને તેઓ બીધાં, તેથી નાના પ્રકારનાં નિમિત્ત કાઢીને તેઓએ કોલમ્બસને દરબારમાં રાખ્યો અને અલ્કાન્તારા કસ્બાનો લશ્કરી ગૃહસ્થ નામે નિકોલાસ દિ ઓવાન્દોને હિસ્પાન્યોલાનો નવાબ કીધો.

કોલમ્બસનાં આગળનાં દુઃખનો બદલો વાળવાના ઉદ્યોગમાં અમે છિયે એવું જેઓ દેખાડતા હતા, તેઓનાજ હાથથી આ નવું દુઃખ તેને થયું, એ જોઇને તેને ઘણુંજ માઠું લાગ્યું. જે વાતથી મહાન્ પુરૂષોના પ્રમાણિકપણા વિષે વહેમ ઉત્પન્ન થાય, અથવા જેથી તેઓનું અપમાન થાય, તે સાંભળીને તેઓનાં મનમાં મોટું દુઃખ ઉત્પન્ન થાયછે. કોલમ્બસને આ બંને વાતોનો અનુભવ થયો, અને રાજા રાણીના નીચપણા ઉપર તેને એટલો તો ગુસ્સો આવ્યો, કે હવે પોતાના મનની વાત તેનાથી છાની રખાઇ નહિ. જ્યાં જ્યાં કોલમ્બસ જાય ત્યાં ત્યાં તેઓની કૃતઘ્નતાની યાદગીરીને સારૂ, જે બેડીઓ પૂર્વે તેના પગમાં પડી હતી, તે પોતાની સાથે રાખે. આ બેડીઓ તે પોતાના ઓરડામાં હમેશા ટાંગી મૂકતો હતો, અને તેણે એવો હૂકમ કીધો કે જ્યારે હું મરી જાઉં ત્યારે તેઓને મારી સાથે કબરમાં દાટવી.

સ્પેન દેશમાં જે પુરૂષે શોધ કરવાની પ્રથમ હિમ્મત આણી

ઈ૦ સ૦ ૧૫૦૧. તેને આ પ્રમાણે, અપમાન મળ્યાથી શોધ કરવાના કામમાં મોટો અટકાવ થયો ખરો, તોપણ લોકો તે કામમાં ઉદ્યોગી રહ્યા. જુઆન દિક્ષા કોસા નામે પુરૂષ કોલમ્બસના હાથ નીચે બે સફરોમાં રહ્યાથી સ્પેન દેશમાં મોટો ચતુર નાવિક ગણાતો હતો; તેની સાથે

જાન્યુઆરિ. પંતિઆળામાં રોદેરીગો દિ બાસ્તિદાસ નામે નામાંકિત પુરૂષ બે વહાણો લઈને સફર માટે નીકળ્યો. તેઓ ઠેઠ અમેરિકા ખંડ તરફ હંકારી ગયા, અને પારિઆના કાંઠા ઉપર આવી પહોંચ્યા. ત્યાંથી પશ્ચિમ દિશાએ હંકારીને હમણા જે પ્રાંતને ટેરા ફર્મા કરીને કહેછે તેનો કાંઠો કેપ દિ વેલાથી તે દારિએનના અખાત સૂધી તેઓએ શોધી કાઢ્યો. ત્યાર પછી થોડીક મુદ્દતે પોતાનો પૂર્વનો સોબતી જે અમેરિગો વેસ્પુચિ્છ તેની સાથે ઓજેદા બીજી સફરને માટે નીકળ્યો; બાસ્તિદાસ કિયે ઠેકાણે ગયોછે એ વાતની આ પુરૂષોને ખબર ન હતી, માટે જે રસ્તે તે વહાણ હંકારી ગયો હતો તેજ રસ્તો તેઓએ પણ પકડ્યો, અને જે સ્થાનો પાસેથી તે હંકારી ગયો હતો તે સ્થાનોમાં ખોટી ન થતાં તેઓ પણ હંકારી ગયા. બાસ્તિદાસની સફર યશસ્વી અને લાભકારક થઇ. ઓજેદાની સફરથી કાંઈ ઘણો ફાયદો થયો નહિ; પરંતુ એ બંને જણાની સફરોથી શોધ કરવા વિષેની ઉત્કંઠાની વૃદ્ધિ થઈ, કેમકે અમેરિકા ખંડ વિષેની જેમ જેમ સ્પાનિઅર્દ લોકોને માહિતગારી થતી ગઈ, તેમ તેમ ત્યાંની દોલત અને જમીનના રસાળપણા વિષેનું તેઓને અધિક જ્ઞાન થતું ગયું.

આ સાહસકર્મી લોકો પાછા આવતાં પહેલાં હિસ્પાન્યોલાના નવા નવાબ ઓવાન્દોને ત્યાં લઈ જવા માટે સરકારી ખર્ચથી

વહાણોનો એક કાફલો તૈયાર થયો. બોવાદિલ્લા હિસ્પાન્યોલામાં અવિચારથી અમલ ચલાવતો હતો, તેથી તે સંસ્થાનનો નાશ થશે એવી દહેશત ઉત્પન્ન થઈ, માટે તેની અવિચારી વર્ત્તણુકને અટકાવવા સારૂ ઓવાન્ડો સરખા પુરુષનું ત્યાં અવશ્ય કામ હતું. કોલમ્બસ ઉપર પોતે નાહક્ક ઘણો જૂલમ કીધોછે એવું બોવાદિલ્લા પોતાના મનમાં સારીપેઠે જાણતો હતો; તે વાતનું ભય રાખીને સ્પાનિઅર્દ લોકોના વિકાર તથા હઠને અનુસરીને લોકો-ની પ્રીતિ સંપાદન કરવાના ઉદ્યોગમાં તે પડ્યો. તે નવા સંસ્થાનને આબાદ કરવા માટે અવશ્ય જાણીને કોલમ્બસે જે કાયદા કીધા હતા તેથી કેવળ વિરુદ્ધ કાયદા બોવાદિલ્લાએ પોતાનો આ મનો-ર્થ પૂર્ણ કરવા માટે કીધા. ત્યાંની વસ્તીમાં દુરાચારી અને ગુણભ્રષ્ટ લોકો હતા, તેઓમાં સારી રીતે બંદોબસ્ત રાખવા તથા તેઓને તાબે રાખવા માટે જે કાયદાની મર્યાદા જોઈએ તે ન સ્થાપતાં તેઓને એટલું નિરંકુશ સ્વતંત્રપણું આપ્યું કે મહાદુષ્કર્મ કરવાનું તેઓને ઉત્તેજન મળ્યું. ઈન્દિઅન લોકોનું પ્રતિપાલન કરવું જોઈએ તે ન કરતાં તે બિચારા લોકો ઉપર જૂલમ કરવાને પુષ્ટિ મળે એવા કાયદા કીધા. આગળનાં દુઃખમાંથી બચેલા ઈન્દિઅન લોકોને તેણે પોતાના વશીલાવાળા લોકોને મિલ્કત દાખલ વહેંચી આપ્યા, અને એ પ્રમાણે આ દ્વીપના સુર્વ વતની લોકોને ગુલામ કરી મૂક્યા. સુવર્ણનો શોધ કરીને દોલત મેળવવી એ સિવાય દ્રવ્ય મેળવવાની બીજી યુક્તિ કરવા માટે, અતિશય લોભને લીધે સ્પાનિઅર્દ લોકોને સબૂર રહી નહિ, તેથી ઈન્દિઅન લોકોને ગેરવાજબીરીતે ગુલામ કીધા એટલુંજ નહિ, પણ તેઓ-ને મોટી વિપત્તિમાં નાંખ્યા. ઈન્દિઅન લોકોનાં ટોળેટોળાં પહા-ડોમાં મોકલીને જૂલમથી તેઓના શેઠ તેઓનીપાસે ખાણોમાં કામ કરાવતા હતા, અને દયા અથવા વિચાર કીધા વિના તેઓને

કામ સોંપતા હતા. એવી મહેનત કરવાનો તેઓને મહાવરો તથા જોર ન હતાં, માટે તે લોકો એટલા જલદીથી મરવા લાગ્યા, કે થોડા કાળમાં તે દેશના પ્રાચીન રહેવાશીઓનું મૂળ જતું રહેત.

આ અવ્યવસ્થાને દૂર કરવા સારૂ ઓવાન્દોને ત્યાં જલદી જવું પ્રાપ્ત થયું. જે નૌકાસૈન્યનો તેને અધિપતિ કીધો હતો, તેમાં ૩૨ વહાણો હતાં અને ૨૫૦૦ માણસો અમેરિકામાં વસ્તી કરવાના હેતુથી તેમાં ચઢ્યાં હતાં. અમેરિકામાં આ કાળ સૂધી વહાણો-

ઈ૦ સ૦ ૧૫૦૨ નો એવો મોટો કાફલો ગયો ન હતો. હિસ્પાન્યોલામાં એવી મોઠી કુમક લઈને નવો નવાબ આવ્યાથી બોવાદિલ્લાએ પોતાના અમલનો ત્યાગ કીધો, અને તેને આજ્ઞા થઈ કે તમારી વર્ત્તણુકનો જવાબ આપવા માટે સ્પેન દેશ તમારે તુરત રવાને થવું. વળી રોન્દામ અને બીજા મુખ્ય કરીને ફિતૂરી લોકો જેઓ કોલમ્બસની સામે થવામાં ઘણા આગળ પડ્યા હતા, તેઓને પણ તેજ વેળા તે ટાપુમાંથી નીકળવાની આજ્ઞા થઈ. ત્યાર પછી એક જાહેરનામું થયું કે અહિંયાંના વતની લોકોને સ્પેન દેશની સ્વતંત્ર પ્રજા પ્રમાણે ગણવા, અને તેઓની મરજીની વિરુદ્ધ તથા તેઓને પૂરી મજૂરી આપ્યા સિવાય તેઓની પાસે કાંઈ કામ કરાવવું નહિ. સ્પાનિઅર્દ લોકોનાં જે દુરાચરણને લીધે તે સંસ્થાનમાં એટલો બધો નાશ થયો હતો, તે અટકાવવા માટે અને મનુષ્ય મંડળી થવા માટે તથા તે વધીને મજબૂત થવા સારૂ જે કાયદાને તથા વ્યવસ્થાને સન્માન અવશ્ય આપવું જોઈએ તે સ્થાપવામાટે નાના પ્રકારના કાયદા નીકળ્યા. એવું ધાર્યામાં આવતું હતું કે ખાણો ખોદવાથી વેપારી લોકોને ઘણોજ નફો થાયછે. આ નફો ઓછો કરવા માટે એવો હુકમ થયો, કે સર્વ સુવર્ણ સરકારી ટંકશાળમાં આણવું જોઈએ, અને તેના અર્દ્ધભાગના માલિક સરકાર થશે.

કોલમ્બસના સ્થાપેલા સંસ્થાન માંહેલા લોકોને ચેનમાં તથા સુખમાં રાખવા સારૂ આ પ્રમાણે બંદોબસ્ત થતો હતો, તે અરસામાં કોલમ્બસ સ્પેન દેશના કૃતઘ્ન દરબારની મહેરબાની સંપાદન કરવા સારૂ તેઓથી પ્રાર્થના કરવાના દુ:ખપ્રદ ઉદ્યોગમાં પડ્યો હતો, પરંતુ તેઓએ તેની યોગ્યતા તથા ચાકરી ઉપર કાંઈજ નજર ન રાખતાં તે નામંજૂર કીધી. ઈ૦સ૦ ૧૪૯૨ ના કરારનામાની રૂએ કોલમ્બસે પોતાના શોધી કાઢેલા દેશોની નવાબી પાછી માગી, પણ તેના દુર્ભાગ્યને લીધે તેણે પોતાના દાવાની સાબીતીમાં જે દલીલો બતાવી, તેથીજ મત્સરી બાદશાહે તેનો દાવો રદ કરવાનો સંકલ્પ કીધો. કોલમ્બસના શોધી કાઢેલા દેશો ઘણા સારા છે તથા ત્યાંથી આગળ ઉપર ઘણું દ્રવ્ય મળશે, એ આશા ઉપરથી ફર્દિનાન્દ રાજાના મનમાં એવું આવ્યું કે સદરહુ કરારનામામાં લખેલી બક્ષિશ અમર્યાદ અને દુર્નીત છે. એક માણસના હાથમાં એકદમ હમણાથીજ અતિશય અધિકાર આપીશું તો તે આગળ ઉપર વધી જઈને મોટો ભયંકર થશે એવા વિચારથી કોલમ્બસને ત્યાંનો અધિકાર સોંપવાની ફર્દિનાન્દ રાજાને દહેશત લાગી. ફર્દિનાન્દે ઈસાબેલ્લાના મનમાં એવોજ વહેમ આણ્યો, અને ઉપર લખેલા કરારનામાની પ્રતિજ્ઞાથી તેઓને જે કામ અમલમાં લાવવું પ્રાપ્ત હતું તેના કરતાં તુચ્છ અને ગેરવાજબી નિમિત્તો કાઢીને તેઓએ કોલમ્બસને ઊડાવ્યાં કીધો સ્પેનના દરબારમાં બે વર્ષસુધી ગરીબ અરજદારની માફક કોલમ્બસે ધક્કા ખાધા. તોપણે છેક તે રાજાના મનમાંથી વહેમ તથા ભય તે દૂર કરી શક્યો નહિ, અને આખરે કોલમ્બસના અનુભવમાં આવ્યું, કે પક્ષપાતી અને કઠોર મનના પાદશાહની પાસે અદલ ઈનસાફ અથવા યોગ્યતાનો બદલો માગવો વ્યર્થ છે.

પરંતુ આ ગેરવાજબી બદલો મળ્યા છતાં, જે મોટા ઉદ્દેશથી કોલમ્બસની કલ્પનાબાજ બુદ્ધિનો પ્રથમ પ્રકાશ થઈને તે શોધ કરવાના ઉદ્યોગમાં પડ્યો હતો, તે ઉદ્દેશ પાર પાડવાની મહેનત તેણે હજુ સુધી છોડી દીધી નહિ. કોલમ્બસની મૂળની તથા પ્રિય યોજના એ હતી, કે હિંદુસ્તાન જવાનો નવો માર્ગ શોધી કાઢવો. એ વાતમાં હજુ સુધી તેનું મન લાગેલું હતું, અને પારિઆ પ્રાંતની સફરમાં જે કાંઈ પોતાના દીઠામાં આવ્યું હતું તે ઉપરથી, અથવા ત્યાંના લોકોની અસ્પષ્ટ સૂચના ઉપરથી, અથવા બાસ્તિદાસ અને દિલા કોસા એઓએ પોતાની સફરનું વર્ણન કીધું હતું તે ઉપરથી, કોલમ્બસે એવું અનુમાન કીધું, કે અમેરિકા ખંડની પેલી તરફ હિંદુસ્તાન સુધી વિસ્તીર્ણ થયેલો સમુદ્ર છે; અને જેથી હિંદુસ્તાન તથા મહાસાગરનો જાણેલો ભાગ એઓની વચ્ચે વ્યવહાર ચાલી શકે એવી એક સામુદ્રધુની અથવા સંયોગીભૂમિ હશે, એવી તેને આશા ઉત્પન્ન થઈ. દૈવયોગથી તેને એવી માંગલિક કલ્પના થઈ, કે આ સામુદ્રધુની અથવા સંયોગીભૂમિ દારિઅનના અખાતની પાસે હશે; આ સમયે કોલમ્બસ વૃદ્ધ થયેલો હતો, અને મહેનતથી તેનું શરીર ઘસાઈ ગયું હતું, તથા નાકૌવતીથી તે તૂટી ગયો હતો, તોપણ ઉપર કહેલા વિચારથી, જે સફરે કરીને એવી ભારે બાબતનો નિશ્ચય થઈને પોતાની અસલની યોજના પાર પડે, એવી સફર માથે લેવાને જુવાન સાહસિક પુરુષની પેઠે મોટા ઉલ્લાસથી તે સિદ્ધ થયો. કેટલાંક કારણોમેં લીધે ફર્દિનાન્દ અને ઈસાબેલ્લા એઓને તેના કહેવા ઉપર લક્ષ રખાવાનું યોગ્ય ભાસ્યું. કોલમ્બસનો દાવો મંજૂર કરવાની વાત તેઓને દુર્નીત ભાસી તથા તેની ચાકરીનો બદલો ન વાળવામાં તેઓને શરમ લાગવા માંડી, માટે તેને આબરુનું કામ સોંપ્યું એવું બહારથી જણાવીને તેને દરબારથી દૂર

કરવાની સંધિ ક્યારે મળે એવું તેઓ ધાર્યાં કરતાં હતાં. કોલમ્બસને બક્ષિસ આપવાને રાજા રાણીની ખુશી ન હતી ખરી, પરંતુ તેની યોગ્યતા વિષે તેઓને ખાતરજમા હતી, અને તેના ચાતુર્ય તથા ચાલચલણનો અનુભવ થયાથી, તેની કલ્પના ખરી છે તથા તે પાર પડશે, એવું માનવાનું તેઓને કારણ હતું તે આ ઠેકાણે લખવું જોઈએ; પોર્તુગીઝ લોકોનાં જે વહાણોનો અધિપતિ કાબ્રાલ હતો, તેઓ આ સમયે હિંદુસ્તાનથી પાછાં આવી પહોંચ્યાં, અને એ વહાણોમાં તે દેશનો જે કીમતી માલ આવ્યો તે ઉપરથી પૂર્વના દેશની દોલત તથા ત્યાંની જમીનના રસાળપણાવિષે યૂરોપી લોકોને આગળના કરતાં વિશેષ જ્ઞાન થયું. સ્પાનિઅર્દ લોકોના કરતાં પોર્તુગીઝ લોકોને શોધમાં વધારે લાભ થયો. જે દેશોમાં ઉદ્યોગ, કળા, તથા સુધારો, એ સર્વ સારી પેઠે ચાલતાં હતાં, અને જ્યાં પૃથ્વી ઉપરના બીજા દેશો કરતાં મોટો વ્યાપાર ઘણાં વર્ષ થયાં ચાલતો હતો, તેઓની સાથે પોર્તુગીઝ લોકોએ વ્યવહાર ચલાવ્યો હતો. યૂરોપ ખંડમાં જેનો ખપ ઘણો એવી ઉમદા વસ્તુઓ પોર્તુગીઝ લોકો હિંદુસ્તાનમાંથી પ્રથમની સફરોમાં લાવ્યા, તેણે કરીને તેમને થોડા કાળમાં ઘણો નફો થયો. લિસ્બોન રાજધાની થોડી મુદતમાં વ્યાપારનું અને દોલતનું સ્થાન થઈ ગયું; પરંતુ સ્પેન દેશના લોકોને તો અમેરિકા ખંડમાંથી આગળ લાભ થશે એવી આશા રાખીને બેશી રહેવું પડ્યું. પોર્તુગીઝ લોકોના કરતાં હિંદુસ્તાન જવાનો ટૂંકો અને ઓછો ભયંકર માર્ગ શોધી કાઢવાનું કોલમ્બસે કહ્યું, તે સ્પાનિઅર્દ લોકોને ઘણુંજ પ્રિય લાગ્યું. આ વાતથી ફર્દિનાન્દ રાજાનું પણ મન લલચાયું, અને તેણે કોલમ્બસની આ યોજના ઘણી ખુશીથી પસંદ કીધી.

લોકોનું મન લાગે એવો આ સફરનો ઉદ્દેશ હતો, તોપણ કો-

લમ્બસને એ કાર્ય માટે માત્ર ૪ નાનાં વહાણો મળ્યાં; તેમાં સર્વથી મોટું વહાણ ૭૦ ટનથી વધારે બોજાનું ન હતું. ભયના કામમાં પડવાનો તથા થોડા લશ્કરથી જોખમ ભરેલાં કામો માથેલેવાનો તેને મહાવરો હતો તેથી આ હલકા કાફલાનું અધિપતિપણું કબૂલ કરવામાં તે કાંઇ અચકાયો નહિ. તેનો ભાઇ બાર્થોલોમેઓ તથા તેનો બીજો છોકરો નામે ફર્દિનાન્દ, જેણે પોતાના બાપ (કોલમ્બસ) નાં કૃત્યોનો વૃત્તાંત લખેલોછે, તે બે પુરુષો કોલમ્બસની સાથે ગયા. મે મહીનાની ૯ મી તારીખે તેણે કેદિઝથી પોતાનાં વહાણો હંકાર્યાં, અને તે પ્રથમ પ્રમાણે કાનેરી બેટમાં ગયો. ત્યાં ખોટી ન થતાં ઠેઠ અમેરિકા હંકારવાનો તેણે નિશ્ચય કીધો; પરંતુ તેનું સર્વથી મોટું વહાણ એવું ધીમું અને સફરના કામને નાલાયક હતું, કે જે વહાણોનો કાફલો ઓવાન્દો સાથે હિસ્પાન્યોલામાં ગયો હતો, તેઓમાંના એક વહાણની સાથે અદલા બદલી કરવાના હેતુથી તેને હિસ્પાન્યોલા હંકારી જવું પડ્યું. જ્યારે તે સેન્ત દોમિંગોમાં આવ્યો ત્યારે તેઓમાંનાં અઢાર વહાણોમાં માલ ભરેલો હતો અને તેઓ સ્પેન હંકારવાની તૈયારીમાં હતાં; પોતાનો ઇરાદો ક્યાં જવાનો છે તથા પોતાનો માર્ગ છોડીને આણી તરફ કેમ વળવું પડ્યું, એ સર્વ કારણો કોલમ્બસે ત્યાંના નવાબને જાહેર કરીને બંદરમાં પેસવાની પરવાનગી માગી. પોતાના વહાણને બદલવાનો બંદોબસ્ત કરવાના કારણ માટેજ તેને રજા માગવી પડી એવું નથી; પરંતુ તેનું બીજું પણ કારણ હતું. તે એ કે કોલમ્બસે પોતાના અનુભવ જ્ઞાનથી, તથા તીવ્ર બુદ્ધિથી કેટલાંક ચિન્હો જોઇને પરીક્ષા કીધી, કે મોટું તોફાન થવાની તૈયારી છે; માટે તેણે વિચાર્યું કે વહાણો બંદરમાં વાળવાં જોઇએ. એજ કારણ ઉપરથી તેણે ત્યાંના નવાબને સલાહ આપી કે તમારાં વહાણોનો કાફ-

તા૦ ૨૯ મી જૂન.

લો જે સ્પેન જવાનો છે તેને ત્યાં મોકલવો થોડા દિવસ બંધ રાખ્યો; પરંતુ ઓવાન્દોએ કોલમ્બસની અરજ નામંજૂર કરીને તેની સલાહને તુચ્છ ગણી. એવી અવસ્થામાં આવી પડેલા પરદેશીને આશ્રય આપવાની હરેક કોઈને દયા ઊપજે, પરંતુ જે દેશ કોલમ્બસે શોધી કાઢીને હસ્તગત કીધો હતો ત્યાં પેસવાની પણ એને રજા મળી નહિ. કોલમ્બસની હિતકારક સૂચના જે ઘણી લક્ષ દેવા લાયક હતી, તેને ઓવાન્દોએ સ્વપ્નવત્ ગણી કાઢી, અને જે વાતનું ભવિષ્યજ્ઞાન મનુષ્યને થઈ શકે નહિ તે વાત હું કહી શકુંછું એવો ડોળ ઘાલનાર માત્ર કોલમ્બસ છે એમ તેણે માન્યું. એ વહાણોનો કાફલો સ્પેન દેશ જવાને નીકળ્યો તેને બીજે દિવસે રાતની વખતે મોટું ભયંકર વાદળ ચઢી આવ્યું. કોલમ્બસને આ ઉત્પાતની ખબર હતી, માટે તેણે સાવધ રહીને પોતાનાં વહાણો બચાવ્યાં. સ્પેન રવાને થયેલા કાફલાના અવિચારી અને હઠીલા નાખુદાઓને જે શિક્ષા યોગ્ય હતી, તે તેઓને મળી. અઢાર વહાણો માંહેલાં માત્ર બે કે ત્રણ વહાણો બચ્યાં. આ મોટા તોફાનથી બોવાદિલ્લા અને રોલ્દાન ડૂબી ગયા, તથા તે સિવાય પણ જે લોકો કોલમ્બસને હેરાનકરવામાં તથા ઇન્દિઅન લોકો ઉપર જૂલમ કરવામાં ઘણાજ આગેવાન હતા, તેઓમાંના ઘણાએકની પણ એવીજ દશા થઈ. વળી તેઓએ અન્યાયથી તથા દુષ્ટપણાથી જે દ્રવ્ય મેળવ્યું હતું તે પણ તેઓની સાથેજ ગયું. બે લાખ પેસોસથી તે દ્રવ્ય વધારે હતું. તે સમયમાં એ રકમની કીમત એટલી બધી ગણાતી હતી કે તેથી તેઓની ચાલચલણની તપાસ ન થતાં સ્પેન દેશના દરબારમાં તેઓને મોટું માન મળત. બચેલાં વહાણોમાંના એક વહાણમાં કોલમ્બસનો જપ્ત થયેલો માલ હતો. સારા માઠા પુરુષોમાં એવી સ્પષ્ટ રીતે ભેદ થઈને તેઓને ઘટારત પ્રમાણે જે સારાં

માઠાં ફળ મળ્યાં, તે ઉપરથી સર્વ ઈતિહાસ લખનારાઓ એવું અનુમાન કરેછે કે આ મહાન્ પુરુષ એટલે કોલમ્બસને દુઃખ દેનારા તથા નિરપરાધી ઇન્દિઅન લોકોના ઉપર જૂલમ કરનારા પુરુષોને ઈશ્વરનાજ મધ્યસ્થપણાંથી શિક્ષા થઈ. અજ્ઞાન તથા ધર્માંધ લોકો, જેઓના દીઠામાં ઉપલો ચમત્કાર આવ્યો, તેઓને જુદુંજ કારણ ભાસ્યું. બુદ્ધિથી તથા કળાથી પ્રખ્યાત થયેલા પુરુષોને જોઈને અજ્ઞાની લોકોના મનમાં સાનંદાશ્ચર્યથી જેવા વિચાર થાયછે, તેવાજ વિચાર આ સમયે કોલમ્બસ વિષે થયા. તેઓ એવું માનવા લાગ્યા કે કોલમ્બસમાં ઈશ્વરી સત્તા છે, અને તેઓએ એવું અનુમાન કીધું કે પોતાના શત્રુઓનું વૈર લેવા માટે તેણે જાદુના હુનરથી તથા મંત્રથી આ ભયંકર તોફાન ઉત્પન્ન કીધું.

હિસ્પાન્યોલામાં કોલમ્બસને યોગ્ય સન્માન મળ્યું નહિ; અને ત્યાંથી જલદી નીકળીને તેણે અમેરિકા ખંડ તરફ વહાણો હંકાર્યાં. લાંબી તથા જોખમ ભરેલી સફર થયા પછી હોન્દૂરાસના કાંઠાની પાસેના એક બેટ નામે ગ્વાનેઆનો શોધ લાગ્યો. આ ઠેકાણે અમેરિકા ખંડના કેટલાક લોકો મોટાં કોઠીઆંમાં બેશીને આવ્યા, અને તેઓની સાથે તેને વાતચીત થઈ. અત્યાર સૂધી કોલમ્બસના જોવામાં જે નવા લોકો આવ્યા હતા તેઓ સર્વના કરતાં આ લોક વધારે સુધરેલા નજર આવ્યા, અને ઉપયોગી કળાનું જ્ઞાન તેઓને વધારે હતું. ઇન્દિઅન લોકો પોતાનાં ઘરેણાં માટે સોનું ક્યાંથી લાવેછે એવો પ્રશ્ન સ્પાનિઅર્દ લોકોએ હમેશાપ્રમાણે મોટી આતુરતાથી આ લોકોને પણ કીધો. તે ઉપરથી તેઓએ પશ્ચિમ દિશા ભણીનો દેશ જ્યાં સુવર્ણ એટલું બધું મળતું હતું કે તેનો ઉપયોગ ઘણા હલકા કામમાંપણ લોકો કરતા

તા૦ ૧૪ મી જુલાઈ.

હતા, ત્યાં જવાનું કહ્યું. એવા ચિત્તાકર્ષક દેશના શોધ માટે તેણે વહાણો હંકાર્યાં હોત, તો યુકાતાનને કિનારે કિનારે થઈને તે મેક્સિકોના માતબર રાજ્યમાં આવી પહોંચત; પરંતુ હિંદી મહાસાગરની સાથે એક સામુદ્રધુનીનો સંયોગ છે, એવી તેની જે કલ્પના હતી, તે પાર પાડવા માટે તેનું મન એટલું લાગી રહ્યું હતું, કે તેણે પૂર્વ દિશાએ દારિએનના અખાત તરફ વહાણ ચલાવ્યાં. આ સફરમાં "કેપ ગ્રેસિઆસ આ દિઓસથી" તે પોર્ટો બેલો સુધી અમેરિકા ખંડના કાંઠાનો તેને શોધ લાગ્યો. આ બંદર સુંદર તથા નિર્ભય સ્થાન ઉપર હતું માટે તેણે તેનું નામ પોર્ટો બેલો, એટલે સુંદર બંદર પાડ્યું. કોઈક સામુદ્રધુનીમાં થઈને અજાણ્યા સમુદ્રમાં જવાનો રસ્તો મળશે એવું ધારીને તેનો શોધ કરવામાં કોલમ્બસ પડ્યો; પણ તે કલ્પિત સામુદ્રધુની જડી નહિ અને કિનારા ઉપર કેટલીક વખત જઈને યુકાતાનમાં ગયો ખરો; પરંતુ મેક્સિકો અખાત અને દક્ષિણ મહાસાગર એઓને જે સંયોગીભૂમિ જુદાં પાડેછે, તેની પેલી તરફ તે ગયો નહિ. તે દેશને રસાળ જોઇને તે ઘણો આનંદ પામ્યો, અને ત્યાં લોકોના પાસે સુવર્ણના જે નમૂના જોવામાં આવ્યા, તે ઉપરથી તેને ભાસ્યું કે આ દેશમાં ઘણી દોલત છે, અને તેણે એવો નિશ્ચય કીધો કે વેરાગુઆપ્રાંતમાં બેલમ નદીના કાંઠા ઉપર થોડાંક માણસો પોતાના ભાઈના અખતિઆર નીચે મૂકવાં, અને ત્યાંમાં સંસ્થાન સ્થાપવા માટે જે સાહિત્ય જોઈએ તે લાવવા સારૂ પોતે સ્પેન દેશ જવું. પરંતુ તેના હાથ નીચેના લોકોના તોફાની સ્વભાવને લીધે અમેરિકા ખંડમાં પ્રથમ સંસ્થાન સ્થાપવાની કીર્તિનો લાભ તેને થઈ શક્યો નહિ. સ્પાનિઅર્ડ લોકોના ઉન્માદ અને લૂંટથી ત્યાંના વતની લોકોએ ક્રોધાયમાન થઈને હથિઆર બાંધ્યાં અને ટાપુઓના રહેવાશીઃ

ઈ૦ સ૦ ૧૫૦૩

ઓ કરતાં આ લોક વધારે બળવાન અને શૂરા હતા, માટે તેઓ-એ કેટલાક સ્પાનિઅર્દ લોકોને કતલ કીધા અને બાકી રહેલા સ્પાનિઅર્દ લોકોથી પોતાનો બચાવ થઇ ન શકતાં તેઓને એ જગા છોડવાની ફરજ પડી.

અમેરિકાના લોકોએ યૂરોપીઅન લોકોનો આ પ્રથમજ પરાજય કીધો, તેથી કોલમ્બસને દુઃખ પ્રાપ્ત થયું એટલુંજ નહિ, પરંતુ સફરી લોકોને જે જે મુસીબતો પડછે તે સર્વનો તેને અનુભવ થયો. ભયંકર વીજળી તથા ગરગડાટનું તોફાન થયાથી પોતાનાં ગામઠી વહાણોનો નાશ થશે એવી દહેશત લાગી, અને તેની સાથે નારાજી થયેલા ખલાશીઓ મહેનતથી નાકૌવત થઇ

તા૦૨૪ મી જૂન. ગયા હતા, તથા તેઓને પૂરો ખોરાક મળતો ન હતો તેથી કોલમ્બસના હૂકમ પ્રમાણે ચાલવાને તેઓ નારાજી અથવા અશક્ત હતા. તેનું એક વહાણ ડૂબી ગયું અને બીજું વહાણ નકામું થઇ ગયાના સબબથી મૂકી દેવું જરૂર પડયું અને બાકીનાં બે વહાણો લઇને અમેરિકા ખંડના આ ભાગમાંથી નીકળીને હિસ્પાન્યોલા જવાને તે હંકારી ગયો. આ ભાગમાં તેને સંતાપ પડયાના સબબથી તેનું નામ તેણે કોસ્ત આવ્ વેકસેશન (સંકટનો કાંઠો) પાડયું. એ સફરમાં વળી તેને બીજાં દુઃખ પડયાં તે આ પ્રમાણે,—કુબાના કાંઠા આગળથી મોટા તોફાનને લીધે તેનાં વહાણો પાછાં હઠયાં, અને એક બીજાની સાથે અથડાયાં. આ ધક્કાથી તે બારકસો એટલાં જોખમાયાં કે જામેકા ટાપુ સૂધી હંકારી લાવવામાં ઘણી મુસીબત પહોંચી, અને ડૂબી ન જાય માટે તેઓને તે ટાપુના કિનારા ઉપર ચહાવવાની કોલમ્બસને ફરજ પડી. હવે કોલમ્બસનાં દુઃખની પરાકાષ્ટા થઇ; અમેરિકામાં સ્પાનિઅર્દ લોકોનું જે એકનું એક સંસ્થાન તેનાથી ઘણો વેગળો જે ટાપુ, તેના કિનારા ઉ-

પર તે આવી પહોંચ્યો. તેનાં વહાણોને એટલું બધું જોખમ પહોંચ્યું કે તેઓ સમરી શકે એવી હવે આશા રહી નહિ. પોતાની અવસ્થાનું વર્તમાન હિસ્પાન્યોલામાં મોકલવું અશક્યલાગ્યું, અને એવું થયા સિવાય પોતાનું દુઃખ નિવારણ થશે એવી આશા રાખવાની તેઓને જગા રહી નહિ. કોલમ્બસને પોતાની ચપળ બુદ્ધિથી નાના પ્રકારની યુક્તિઓ સૂઝતી હતી, અને જે મહાસંકટને સમયે કમઅકલના પુરુષો નિરાશા થઈ જાય તે સમયે કોલમ્બસ મોટું ધૈર્ય રાખતો હતો, તેણે કરીને આ દુઃખમાંથી છૂટવાની જેથી આશા થાય, એવો જે એકજ ઉપાય રહ્યો હતો, તે તેણે શોધી કાઢ્યો. આ ટાપુના રહેવાશીઓ સ્પાનિઅર્દ લોકોને પરલોકી પુરુષ માનીને તેઓને જે જોઈએ તે પૂરૂં પાડવાને આતુર હતા, માટે તેઓના કૃપાળુ પરોણાચારનો ઉપયોગ તેણે કીધો. ત્યાંના રહેવાશીઓ પાસેથી તેણે બે કોટિયાં માગીલીધાં. સલંગ ઝાડના થડને અગ્નિથી પોલાં કરીને એ કોટિયાં બનાવેલાં હતાં. તે એવાં બેડોળ હતાં કે તેઓને મછવાનું નામ આપવું શોભતું નથી. આ કોટિયાં કિનારે ચાલી શકે એવાં અથવા અખાતની એક બાજૂથી બીજી બાજૂ સૂધી માત્ર જઈ શકે એવાં હતાં; પરંતુ મેન્દેઝ નામે સ્પેનનો રહેવાશી, તથા જેનોઆનો રહેવાશી ફિએસ્કિ, એ બે ગૃહસ્થો કોલમ્બસના મોટા મિત્ર હતા; તેઓ હિસ્પાન્યોલા, જે ત્યાંથી નેવુ મૈલથી વધારે દૂર છે, ત્યાંસૂધી જવાને હિમ્મત રાખીને તૈયાર થયા. આ સફર તેઓ દશ દહાડામાં કરી રહ્યા. તેમાં તેઓને ઘણી મુસીબતો પડી, તથા મહેનત એટલી બધી કરવીપડી કે જે ઈન્દિઅન લોકો તેઓની સાથે ગયા હતા, તેઓમાંના કેટલાક તો મરણ પામ્યા. એ પુરુષોની હિમ્મત ઉપર તથા જે લોકોએ તેઓને મોકલ્યા હતા તેઓનાં દુઃખ ઉપર જે લક્ષ રાખવું જોઈતું

હતું તે ત્યાંના નવાબે કાંઈજ રાખ્યું નહિ. મત્સરને લીધે, ઓ-
વાન્દો પોતાના અધિકાર નીચેના ટાપુમાં કાલમ્બસને પગ મૂકવા
દેવાની આજ્ઞા આપતાં બીધો. આ મહાન પુરુષે એટલે
કાલમ્બસે કેવાં ભારે કૃત્યો કીધાંછે, તથા તેના ઉપર કેવી આ-
ફતો આવી પડી છે, એ વાત વિષે વિચાર કરવાથી અથવા
પોતાના નગરવાસી લોકો ઉપર તેવુંજ દુ:ખ પડેલું જોઈને દયા
ઊપજ્યાથી, જે સારા વિચાર ઓવાન્દોના મનમાં ઉત્પન્ન થયા
હશે, તેની અસર એ નઠારા વિકાર એટલે મત્સરને લીધે તેના
હૃદય ઉપર થઈ શકી નહિ. મેન્દેઝ અને ફ્રિએસ્ખિ એઓએ
કાલમ્બસ તથા પોતાના બીજા સોબતીઓનું દુ:ખ નિવારણ
કરવા સારૂ આઠ મહીના સૂધી ઓવાન્દોને વિનતિ કીધી તો-
પણ તેણે કાંઈજ આશ્રય આપ્યો નહિ.

એ અરસામાં કાલમ્બસ તથા તેનાં દુ:ખી મિત્રોનાં મનમાં
નાના પ્રકારના વિચારથી ગભરાટ પેદા થયો. જે લોકો છેક ના-
ઉમેદ થઈ ગયા હતા તેઓને, "મેન્દેઝ અને ફ્રિએસ્ખિ એઓ-
ની સફર પાર પડ્યાથી અમારાં દુ:ખનો જલદીથી છેડો આવ-
શે," એવી આશાથી પ્રથમ તો જરા ધીરજ આવી. થોડા કાળ
પછી જે ઘણા બીકણ હતા, તેઓને એવો વહેમ આવવા લાગ્યો,
કે મેન્દેઝ અને ફ્રિએસ્ખિ પોતાની જોખમ ભરેલી
ઈ૦ સ૦ ૧૫૦૪. સફરમાં ભૂલા પડ્યા હશે. છેવટ, જેઓ મોટા ભરૂસા-
થી આશા રાખતા હતા, તેઓએ પણ એવું ઠરાવ્યું કે
મેન્દેઝ અને ફ્રિએસ્ખિ એઓનો નાશ થયો હશે. તેઓની ઉત્પન્ન
થયેલી આશા ભંગ થયાથી હવે તેઓને પોતાની સ્થિતિ પહેં-
લાનાં કરતાં ઘણીજ દુ:ખી દીસવા માંડી; આ આશા ખંડન
થયાથી તેઓ સર્વની નિરાશાની વૃદ્ધિ થઈ. પોતાનો છેવટનો
ઉપાય નિષ્ફળ ગયાથી તેઓને એવું લાગ્યું, કે આપણા દેશથી

તથા મિત્રોથી દૂર રહીને આ નગ્ન જંગલી લોકોની સાથે બાકીની જીંદગી આપણને દુઃખમાં કાઢવી પડશે. ખલાશીઓ ઘણાજ ક્રોધાયમાન થઈને કોલમ્બસની સામે ખુલ્લી રીતે હુલ્લડ કરવા લાગ્યા, અને તેના જાનને નુકસાન પહોંચાડવાની દહેશત બતાવીને ઠપકો દેવા લાગ્યા,કે તમેજ અમને આ સર્વ દુઃખમાં નાંખ્યા. ઈન્દિઅન લોકો પાસેથી વેચાતાં લીધેલાં જે દશ કોટિયાં હતાં તે તેઓએ છીનાવી લીધાં, અને કોલમ્બસના કહ્યાવાલા તથા શીખામણ ન માનતાં તે કોટિયાં લઈને તે ટાપુના દૂરનેદૂ ભાગમાં તેઓ ગયા. વળી તે ટાપુના વતની લોકો સ્પાનિઅર્દ લોકોને પોતાના દેશમાં ઘણા દિવસ થયાં રહેલા જોઈને માંહોમાંહે બરબડવા લાગ્યા. હિસ્પાન્યોલાના લોકોની માફક તેઓ આળસુ હતા; માટે એટલા બધા પરદેશીઓનું પોષણ કરવાની મહેનત તેઓથી ઘણા દિવસ સહન થઈ નહિ. હવે તેઓએ નાખુશીથી તથા હાથ તંગ કરીને અન્ન આપવા માંડયું, અને તે પણ બંધ કરવાની ધમકી બતાવવા માંડી. જો તેઓએ એવું કીધું હોત તો સ્પાનિઅર્દ લોકોનો તુરત નાશ થાત, કારણ કે એ લોકોનો બચાવ થવા માટે ઈન્દિઅન લોકોની મહેરબાની અવશ્ય જોઈતી હતી. તેઓને લાગ્યું કે આગળ પ્રમાણે આ ભોળા લોકોનાં મનમાં સાનંદાશ્ચર્ય તથા આદરબુદ્ધિ હરેક રીતે પુનઃ ઉત્પન્ન નહિ કરિયે તો અમારો નાશ થયા વિના રહેશે નહિ. સ્પાનિઅર્દ લોકોને જોઈને ઈન્દિઅન લોકોના મનમાં પ્રથમ તેઓ વિષે જે સારો ભાસ થયો હતો, તે સર્વ આ તોફાની લોકોની બદચાલથી જતો રહ્યો. તે પાછો ઉત્પન્ન કરવા માટે કોલમ્બસને પોતાની ચતુરાઈથી એક સારી યુક્તિ સૂઝી, અને તેથી ઈન્દિઅન લોકોનાં મનમાં સ્પાનિઅર્દ લોકો વિષે આગળની પેઠે સારા વિચાર ઉત્પન્ન થયા એટલુંજ નહિ, પણ તેઓ આગળ કરતાં વિશેષ તેમની

ખાતર રાખવા લાગ્યા. જ્યોતિષ શાસ્ત્રમાં તે પ્રવીણ હતો, માટે તેને માલૂમ પડયું કે થોડા દિવસમાં ચંદ્રનું પૂર્ણ ગ્રહણ થવાનુંછે. ગ્રહણ થવાને આગલે દિવસે તેણે પ્રાંતમાં મુખ્ય લોકોની સભા મેળવી, અને "તમે અમને પૂર્વે જે માન આપતા હતાતે બંધ કરીને અમારા ઉપરથી પ્રીતિ ઊતારી નાંખીને અમને કાંઈ મદદ કરતા નથી, એ ઉપરથી 'એવું માલૂમ પડેછે કે તમે ઢંગવિનાના માણસો છો'" એવા ઠપકાનાં વચનો બોલ્યા પછી તેણે કહ્યું કે "દેવલોકવાસી પરમાત્મા જેણે આ સૃષ્ટિ ઉત્પન્ન કીધીછે અને જે તેને ચલાવેછે તેના અમે દાસ છિયે, અને અમારા ઉપર પરમાત્મા ઘણી મમતા રાખેછે. હવે અમને આશ્રય આપવાની તમે આનાકાની કરોછો, માટે તે ઘણોજ ક્રોધાયમાન થયોછે, અને તમારા એ અપરાધની મોટી શિક્ષા કરવાની તૈયારીમાં છે. ઈશ્વરના ક્રોધનો તથા તમને જે શિક્ષા થવાની છે તેનો જો તમારે દાખલો જોવો હોય તો હું કહુંછું કે, આજની રાત્રે ચંદ્ર તમને અજવાળું આપતો બંધ થશે, અને રક્તવર્ણ દેખાશે." આ ચમત્કારિક ભવિષ્યની કાંઈજ ધાસ્તી ન રાખતાં તેઓમાંના કેટલાએકે ગણકાર્યું નહિ, અને કેટલાએક જંગલીની પેઠે ભોળપણાથી આશ્ચર્ય પામીને તે વાત લક્ષ દઈને સાંભળી; પણ જ્યારે ચંદ્ર હળવે હળવે ઘેરાવા લાગ્યો, અને છેવટ લાલરંગનો દેખાયો ત્યારે તેઓ સર્વનાં મનમાં ભય ઉત્પન્ન થયું, અને ગભરાટથી પોતપોતાનાં ઘરમાં જતા રહ્યા. ત્યાર પછી તેઓ પુષ્કળ અન્નસામગ્રી સહિત કોલમ્બસની પાસે આવીને તેને પગે પડયા અને તેઓએ સમ ઘાલીને કહ્યું કે પરમેશ્વરની આગળ અમારા મધ્યસ્થ થઈને જે મહાન્ સંકટ અમારા ઉપર પડવાનું છે તે મટાડો. તેઓના કાલાવાલાથી પોતાને દયા આવી એવું દેખાડીને કોલમ્બસે તેઓની ઈચ્છા પ્રમાણે કરવાનું કબૂલ કીધું. ગ્રહણ

છૂટી ગયું અને ચંદ્ર પાછો તેજસ્વી થયો. તે દિવસથી સ્પાનિઅર્ડ લોકોને પુષ્કળ અન્નસામગ્રી તેઓ આપવા લાગ્યા એટલુંજ નહિ, પણ તે ધર્માંધ લોકો તે દિવસથી એ પરદેશી લોકો જે વાતે જરા કોપાયમાન થાય તે વાતથી દૂર રહેવા લાગ્યા.

બંડખોર લોકોએ જે કોટિયાં છીનાવી લીધેલાં હતાં તેમાં બેશીને તેઓએ એ અરસામાં હિસ્પાન્યોલા જવાનો ઘણો પ્રયત્ન કીધો, પરંતુ તેઓની બેતદબીરીથી અથવા પવન તથા પાણીના પ્રવાહના જોરથી, તેઓની સર્વ મહેનત વ્યર્થ ગઈ. આ આશાભંગ થયાથી તેઓ મોટા ક્રોધાયમાન થઈને, તે ટાપુના જે ભાગમાં કોલમ્બસ રહેલો હતો ત્યાં ગયા, અને તેનું વિશેષ અપમાન કરવાની તથા તેને જોખમમાં નાંખવાની ધમકી દેવા લાગ્યા. જે દુઃખ આ બંડખોરોથી પ્રાપ્ત થવાની કોલમ્બસને ધાસ્તી હતી તેના કરતાં એક મોટું દુઃખ તે લોકો કોલમ્બસની પાસે આવી પહોંચ્યાની પૂર્વે તેના ઉપર પડ્યું. હિસ્પાન્યોલાના નવાબના મનમાં કોલમ્બસ વિષે હજી સુધી શક આવતો હતો, તેથી તેણે એક નાનો બતેલો પોતાના દુઃખી સ્વદેશી લોકોની મદદને સારૂ મોકલવાને બદલે, તેઓ કેવી હાલતમાં છે એ વિષે ભેદ લેવા માટે જામેકામાં મોકલ્યો. જે પુરૂષોને તેણે તે બતેલામાં મોકલવાને મુકરર કીધા હતા તેઓની પાસેથી તે આફતમાં પડેલા લોકોને આશ્રય ન મળવા દેવાના ઇરાદાથી તેણે આ બતેલાનું અધિપતિપણું કોલમ્બસનો કટ્ટો દુશ્મન જે એસ્કોબાર તેને સોંપ્યું. હવે એસ્કોબારે દ્વેષ ભાવથી નવાબના સર્વ હુકમ જરેજર બજાવ્યા. તેણે તે ટાપુના કિનારાથી કેટલેક અંતરે વહાણ નાંગર્યું, અને મછવામાં બેશીને કિનારા ઉપર ઊતરીને તે સ્પાનિઅર્ડ લોકોની દુઃખી અવસ્થા જોઈ. ત્યાર પછી તેણે કોલમ્બસને એક પત્ર આપ્યું, તેમાં ખાલી મીઠાસ ભરેલી વાતો સિવાય બીજું કાંઈજ લખેલું ને

હતું; અને તે પત્રનો જવાબ લઈને ત્યાંથી પોતે પાછો ફર્યો. જ્યારે આ દુઃખી સ્પાનિઅર્ડ લોકોએ એસ્કોબારવાળું વહાણ પોતાની તરફ આવતું જોયું, ત્યારે તેઓ પોતાનાં મનમાં "આપણો છૂટકો થવાનો ઘણા કાળનો ધારેલો દિવસ આવી પહોંચ્યો" એવું ધારીને અતિ આનંદ પામવા લાગ્યા. પરંતુ જ્યારે તે વહાણ એકાએક જતું રહ્યું, ત્યારે તેઓએ ઘણા ઉદાસ થઈને આશા છોડી દીધી. ઓવાન્દોએ અત્યાર સૂધી કોલમ્બસની કાંઈજ ખરદાસ્ત ન રાખતાં, ઊલટું તેનું આ પ્રમાણે અપમાન કીધું, તેથી તેને ઘણુંજ દુઃખ લાગ્યું; તોપણ તેણે પોતાના મનમાં સારી પેઠે ધીરજ રાખીને પોતાના હાથ નીચેના મનુષ્યોની આસનાવાસના કીધી. તેણે તેઓને કહ્યું કે, "તમારા જીવને ખાતરજમા રાખો કે મેન્દેઝ અને ફિએસ્કિ એઓ હિસ્પાન્યોલામાં સલામત પહોંચ્યાછે, અને તેઓ આપણને તેડી જવા સારૂ જલદીથી વહાણો લઈ આવશે. એસ્કોબારના વહાણમાં આપણ સર્વનો સમાસ થાત નહિ, માટે તેમાં જવાની મેં ના કહી, શામાટે કે મેં એવો નિશ્ચય કીધોછે કે દુઃખ વેળાના પ્રમાણિક સાથીઓને મૂકીને કદાપિ જવું નહિ." અમારો જલદીથી છૂટકો થશે એવી આશાથી શાંત પડીને અને કોલમ્બસ પોતાના રક્ષણ કરતાં અમારા બચાવ ઉપર વધારે નજર રાખેછે, એવી તેની મનઃપ્રૌઢતા જોઈને, તેના સાથીઓ ખુશી થયા, અને તેઓના મનમાં પાછી હિમ્મત આવી, અને તેઓનો ભરૂસો પાછો કોલમ્બસ ઉપર બેઠો.

જો તેઓનો વિશ્વાસ કોલમ્બસ ઉપર નહિ બેઠો હોત તો, જે લોકો તેની સામે તોફાન કરવાને તૈયાર થયા હતા તેઓનો અટકાવ થઈ શકત નહિ. આ જીવના આખા પુરુષોને તાબામાં રાખવા સારૂ તેણે જે પ્રયત્ન કીધો તેથી તો ઊલટો તેઓનો ઉન્માદ

વધ્યો. દિવસે દિવસે તેઓ ભારે તલબ કરવા લાગ્યા, તથા તેઓના વિચાર સખ્ત અને ખૂની થતા ગયા. સર્વેનું રક્ષણ કરવા માટે આ ફિતૂરી લોકોની સાથે યુદ્ધ કરવાની જરૂર પડી. કોલમ્બસ ઘણા દિવસ થયાં સંધિવાયુના આજારથી હેરાન હતો માટે તેનાથી રણમાં જઈ શકાયું નહિ; પરંતુ તેનો ભાઈ જે પેશકાર નવાબ તેણે તેઓના ઉપર ચઢાઈ કીધી, અને તેનો તથા શત્રુનો સમાગમ જલદીથી થયો. ફિતૂરી લોકોને એક વાર ફરીથી સલાહ કરવા વિષે તેણે કહ્યું; પણ તે વાત કબૂલ ન રાખતાં તેઓએ મોટી હિમ્મતથી હુમલાનો પ્રારંભ કીધો. કોલમ્બસના પક્ષના લોકો આ પ્રસંગ ઉપર ગફલતમાં ન હતા. પહેલાજ ધસારામાં ફિતૂરી લોકોના ઘણાંખરા શૂરા આગેવાન મરણ પામ્યા. પેશકાર નવાબમાં શૂર તથા બળ એ બંને હતાં, અને તોફાની લોકોના સરદાર ઉપર ધશીને તેણે તેને જખમ માર્યા અને તેનાં શસ્ત્ર હરણ કરીને તેને બંદીવાન કીધો. એ જોઈને બાકીના ફિતૂરી લોકો શૌર્યહીન થઈને મોટા ભયથી નાશીગયા, અને એ પ્રમાણે તેઓના પૂર્વના ઉન્માદની તેઓને યોગ્ય શિક્ષા મળી. ત્યાર પછી તુરત તેઓ સર્વ એકઠા થઈને કોલમ્બસને શરણ આવ્યા, અને ભારે સોગન ખાઈને એકરાર કીધો કે અમે તમારી સર્વ આજ્ઞા માનીશું. અહિંયાં સમાધાન થયું ન થયું, એટલામાં પોતાને આગળથી માલૂમ ન છતાં કોલમ્બસે જે વહાણોના આવવા વિષે લોકોને મોટા ચાતુર્યથી ભરૂસો આપ્યો હતો, તે વહાણો આવી પહોંચ્યાં. ઓવાન્ડોના નિર્દયપણાને તથા મત્સરને લાધે જે ટાપુમાં સર્વ પ્રકારનાં દુઃખ ખમીને સ્પાનિઅર્દ લોકોને એક વર્ષ સૂધી રહેવું પડ્યું હતું તે ટાપુમાંથી હવે તેઓ મોટા ઉલ્લાસથી નીકળ્યા.

તા૦ ૨૦ મી મે.

નીચ મનના પુરુષોનો એવો સ્વભાવ હોયછે કે પોતાના ગર્વિષ્ઠપણાનું પ્રાયશ્ચિત્ત ખુશામતથી કરવું. જયારે કોલમ્બસ સેન્ત દોમિંગોમાં પહોંચ્યો ત્યારે ત્યાંનો નવાબ કોલમ્બસનો દ્વેષી છતાં તથા તેને પાયમાલ કરવાનો પ્રયત્ન કર્યા છતાં, ઉપરની પ્રતિના માણસોની પેઠે તેની ખુશામત કરવા લાગ્યો. કોલમ્બસને મોટું પૂર્વ રચિત સન્માન આપીને તેણે તેની મુલાકાત લીધી, અને તેને પોતાના ઘરમાં ઊતારીને સર્વ પ્રકારની આબરૂ આપી. આ અતિશય માન એણે બહારથી દેખાડયું ખરૂં, તોપણ એના મનમાં કોલમ્બસ ઉપર જે ગુહ્ય દ્વેષ તથા ખૂનસ હતો, તે એનાથી છાનો રખાયો નહિ. બંડખોર લોકોના સરદારના ગુનાની તજવીજ કરાવવા સારૂ કોલમ્બસ તેને બેડીઓ ઘાલીને ત્યાં લાવ્યો હતો; પરંતુ આ નવાબે તેને છોડી દઇને કોલમ્બસના પક્ષકારોને એવી ધમકી બતાવી, કે ઇનસાફની રાહે તમારી ચાલચલણની તજવીજ કરવામાં આવશે. કોલમ્બસનો આ વાત ઉપર કાંઇજ ઇલાજ ચાલી શકયો નહિ, તેથી તેણે શાંતપણાથી સર્વ જોયાં કીધું. પણ જે પુરુષ હરેક પ્રસંગ ઉપર પોતાની સાથે નિર્દયપણાથી તથા અન્યાયથી ચાલ્યો હતો, તે પુરુષના અધિકાર નીચેનો દેશ છોડવવાને કોલમ્બસ ઘણોજ તત્પર થયો.

તા૦ ૧૨મી સપ્ટેમ્બર. તેણે સફરનું સાહિત્ય જલદીથી તૈયાર કીધું અને બે વહાણ લઇને તે સ્પેન જવા માટે નીકળ્યો. આપદારૂપી શત્રુએ કોલમ્બસને અત્યાર સૂધી પીડિત કર્યાથી તૃપ્ત ન થતાં તેના વર્ત્તનક્રમના છેડા સૂધી તેનો કેડો મહેલ્યો નહિ. તેના એક વહાણને નુકસાન લાગ્યાના સબબથી તે પાછું હઠીને સેન્ત દોમિંગોમાં ગયું, તથા બીજું વહાણ તોફાન લાગ્યાના સબબથી નબળું પડયું અને ફાલતું ડોલોથી ૨૧૦૦ ડીસેમ્બર. મૈલ ગયું. એ વહાણ મોટી મુસીબતથી સેન્ત લૂકાસના બંદરમાં પહોંચ્યું.

પોતાની મુરબ્બી જે ઈસાબેલ્લા તેનાં ન્યાય, દયા, અને કૃપા ઉપર કોલમ્બસ છેલ્લી આશા રાખીને બેઠો હતો, પરંતુ આ ઠેકાણે તેણે રાણીના મોતની ખબર સાંભળી તેથી તેને આ સમયે જેટલું દુઃખ થયું તેટલું બીજા કોઈ કારણથી થયું ન હતું, અને એ બનાવથી તેના સંકટની પરાકાષ્ઠા થઈ. ફર્દિનાન્દ જેણે ઘણીક વેળા કોલમ્બસની સામે થઈને તેને દુઃખ દીધું હતું તે સિવાય કોલમ્બસનાં દુઃખની દાદ સાંભળનાર અથવા તેની ચાકરીનો તથા સંકટનો બદલો આપનાર હવે કોઈ રહ્યું નહિં. જે રાજા કોલંમ્બસની વિરૂદ્ધ હતો તેની વિનતિ કરવામાં તેને આશા ન હતી, તથા એ વાત તેને ગમતી પણ ન હતી. પરંતુ પોતાની ઉમરની આખરના દિવસ કાલાવાલા કરવામાં ગુજરવાનું તેના નસીબમાં હતું. તેની પ્રકૃતિ કાંઈક સારી થતાંજ તે દરબારમાં ગયો, અને ત્યાં યોગ્યતા પ્રમાણે તેને માન મળ્યું નહિ, તોપણ પોતાને દુઃખ દેનારા પુરુષોને શિક્ષા કરાવવા માટે, અને ઈ૦ સ૦ ૧૪૯૨ ના કરારનામાની રૂએ સર્વ હક્ક પાછા મેળવવા માટે, તેણે વારે ઘડીએ ફર્દિનાન્દ રાજાને ઉપરા ઉપરી અરજીઓ કીધી, તોપણ આ રાજાએ તેની સાથે મીઠું મીઠું બોલીને અને જૂઠા વાયદા કરીને ઊડાવ્યાં કીધો. તેનું માગણું ન આપતાં તેની વાત ઊડાવવાની યુક્તિઓ કીધી, અને આ કામમાં એવી પ્રસિદ્ધ રીતે લુચ્ચાઈ કરી કે તેથી સાફ માલૂમ પડ્યું કે એના દાવાનો ફેસલો કદાપિ પૂરો કરવાનો પાદશાહનો ઈરાદો નથી. કોલમ્બસનું શરીર દહાડે દહાડે ઘસાતું ગયું, તેથી ફર્દિનાન્દને એવી આશા થઈ કે હવે આ તકાજો કરનાર દાવાદારથી આપણે જલદી છૂટા થઈશું, અને આ પ્રપંચ જારી રાખવાને તેને ઉત્તેજન મળ્યું. ફર્દિનાન્દની આશા પૂર્ણ થઈ. જે રાજાની તેણે પ્રમાણિકપણાથી અને યશસ્વી રીતે ચાકરી કરી હતી તેની

કૃતઘ્નતાથી કંટાળીને, અને મહેનત તથા મુસીબત જે તેને પડી હતી તેથી ઘણોજ અશક્ત થઇ જઇને, કોલમ્બસે ઇસ્વી સન ૧૫૦૬ ના મે મહીનાની વીસમી તારીખે વાલાડોલિદમાં દેહ મુકી. તે વખતે તેનું વય અઠ્ઠાવન વર્ષનું હતું. જે મનઃપ્રૌઢતાથી તે પ્રખ્યાત થયો હતો તેને શોભે એવી મનની સ્વસ્થતાથી અને હરેક પ્રસંગે ધર્મ ઉપર જે તેણે આસ્થા બતાવી હતી તેને યોગ્ય ભક્તિથી કોલમ્બસ મરણ પામ્યો.

